# પ્રયોગમાલા

## નિબન્ધો વ્યાખ્યાનો ચર્ચા આદિ

ઝંખી રહે છે નમ્ર જે સતસેવના
લાધે છ તેને એકબે તાજાં સુમન


કર્તા

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર



૧૯૨૮

# કર્તાનાં પુસ્તકો

૧ ભણકાર રૂ. ૨-૦-૦ . ૨ ઉગતી જુવાની રૂ. ૧-૧૨-૦

૩ દર્શનિયું રૂ. ૧-૪-૦ ૪ કવિતાશિક્ષણ રૂ. ૦-૧૨-૦

૫ અભિજ્ઞાન શકુન્તલા નાટક નવી આવૃત્તિ તૈયાર થાય છે.

૬ પ્લૂટાર્કનાં જીવનચરિતો ( પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ સાથે ) આ આઠ ચરિતો છુટાંછુટાં ફરી છાપવાની વ્યવસ્થા થવામાં છે.

7 First Madhavrav Peshwa નવી આવૃત્તિ તૈયાર થાય છે.

8 Indian Administration to the Dawn of Responsible Government નવી આવૃત્તિ રૂ. ૬—૦—૦

9 The Text of the Sakuntala રૂ. ૧—૮—૦

## ૧૦ પ્રયોગમાલા

મણકો ૧લો : યુનાઈટેડ સ્ટેટ્સ રૂ. ૦-૧૨-૦

મણકો ૨જો: ઇતિહાસ દિગ્દર્શન છપાય છે.

મણકો ૩જો: અંબાલાલભાઇ રૂ. ૧—૦-૦

૨ પ્રકટ થતાં, પહેલા ૩ મણકાનું એકઠું પુસ્તક પણ મળશે: પાકું પૂઠું

મણકો ૪થો: પરિષદ્પ્રવૃત્તિ, વિભાગ ૨ જો રૂ. ૦-૧૨-૦

મણકો ૫મો: લિરિક ( પાકું પૂઠું ) રૂ. ૧—૮-૦

મણકો ૬ઠો: વિવેચના છપાય છે.

બીજા ૭ મણકા હવે પછી

ગો. મા. ત્રિ. ની ભાવનાઓ. લખાય છે.

*** આ ચોપડીઓ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિમિટેડ, વડોદરા, એમને ત્યાંથી તેમ જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

કર્તાને **મદનઝાંપે વડોદરા** એ સરનામે લખવાથી પણ આ ચોપડીઓ મળી શકશે, પણ એ રીતે મંગાવતાં **વૅલ્યુપેયબલ** ખર્ચ પણ પડશે.

# અર્પણ



**પરમપ્રિય વયસ્યો,**

વયવૃત્તિસ્થિતિરુચિના
અરે ભાવનાતણા ભલે મેળ:
મનોમેળ તે મૈત્રી:
બીજા સૌ ભાગ્યના ખેલ.



Let no man dare to
create in art a thing
that he would not
have exist in life.
—Bernard Shaw.

કલાક્ષેત્રમાં સર્વથા તે નિષિદ્ધ
ન જે જીવનક્ષેત્ર કાજે વિશુદ્ધ.

*_* શરુઆતનાં આ ચાર પાનાં કર્તા માટે રા. બચુભાઈ રાવતે
અમદાવાદ કુમાર પ્રિન્ટરીમાં છાપ્યાં. ઈ. સ. ૧૯૨૮

## નિ વે દ ન.

મ્હારાં પ્રાસંગિક ગદ્યલખાણોમાંથી કેટલાંક સંઘરવા જેવાં લાગે છે. પણ એકપુસ્તકી સંગ્રહનો ખર્ચ ઘણો થાય, કીંમતે ભારે રાખવી પડે, વળી એમાંની બધી ચીજ એક સરખી આકર્ષક ઉપયોગી કે ચિરંજીવ હોય નહીં. લેખકનું કાર્ય કીર્તિ ખાટવાના ઊંચા સ્વાર્થનું, નિઃસ્વાર્થી બુદ્ધિપ્રધાન લોકસેવાનું, અગર મૂલ્યવાન બક્ષીસ રૂપે મળેલી શક્તિઓ અને મળતી રહેતી પ્રેરણાઓના ફરજિયાત કે યદૃચ્છા વિકાસવિલાસનું, ગમે તેવું ગણિયે, તેમાં યે પુસ્તક પ્રકાશનની કેટલીક વ્યવહારુ વિગતોને છેક અવગણાય એમ નથી. એટલે આખા સંગ્રહને માટે વિચાર કરી લેતાં યે એમાં ભેગી મુકવાની કૃતિઓને છૂટાછૂટા મણકાઓની એક ગ્રન્થ-માલા રૂપે અને આંતરે આંતરે પ્રકટ કરવાનું આરમ્ભું છું. લાંબાટુંકા સમયને ગાળે બ્હાર પડતા આ મણકાઓમાંથી જેટલાની કદર થવા માંડશે, તેટલો આખી માલા છાપવાનો બોજો (ચોપડી ખરીદીને વાંચનાર વર્ગના સહકાર વડે) હળવો પડશે, એવી આશા પણ રહે છે. મ્હારી ચોપડીઓ ધીરેધીરે ઠીક ખરીદાતી જાય છે એવો અનુભવ પણ થતો આવે છે. દરેક મણકાને લગતી જરૂરી હકીકત તેમાં આપવામાં આવશે.

નિબન્ધો વ્યાખ્યાનો ચર્ચાઓ ભાષણો અવલોકનો પ્રવેશકો આદિ આ ન્હાની મોટી કૃતિઓનું એકઠું પ્રયોગમાલા નામ આપું છું, તેનો આશય લેમણ્યન્ધુઓ તો આપો-

આપ સમઝી જાય એમ છે. લેખકનું લગભગ દરેક લખાણ નવતર પ્રયોગ જેવું હોય છે. કલમ કંઇક નવી રમત નવું નવું સાહસ મચવે છે, એમ લખતાં લખતાં હરકોઇ કલમ-સવારને વખતોવખત થઇ આવે છે. કંઇક અપૂર્વ લિજ્જત વા કોઇ વિશેષ સિદ્ધિ મળે છે, તો કલમસવારી (વા કલાસેવા) ની અદ્વિતીય મુદ્રા, જેને માટે આનંદ હર્ષ સુખ એવા સામાન્ય શબ્દો ફીકા લાગે છે, તે પણ સવાર વા સર્જકને મળી જાય છે.* અને આ નામનું બીજું અંગ પણ સાભિપ્રાય

---

* આ સંગ્રહ મોટી નહીં એવી અને પ્રાસંગિક ગદ્યકૃતિઓનો જ, તેથી એમાં નવલ ઇતિહાસ જીવનચરિત કે ફિલસૂફી જેવા મોટા વિષય વા ગ્રન્થની બાબત અપ્રસ્તુત ગણીને ઉપર પ્રમાણે લખ્યું છે. એવા મોટા અને સર્જનાત્મક પ્રયાસોમાં પણ કલાકાર મન્થનોત્તર સમન્વય વા સંવાદ દ્વારા મળતી વાસ્તવિક અથગ માતબર ચિત્તસંશુદ્ધિ (સત્ત્વશુદ્ધિ, spiritual cleansing સ્પિરિચ્યુઅલ કલીન્સિંગ, અથવા એરિસ્ટોટલનો તે અમર શબ્દ સંભારિયે તો 'રાગવિરેચન') માટે પ્રવર્તે છે. એ મળે તેટલી અમુક કૃતિ સજીવન અને સફલ, ન મળે તેટલી નિર્જીવ અને નજેવી. આ પ્રમાણે એ મોટી કૃતિઓમાંની દરેક પણ પ્રયોગ જ. માનવ બુદ્ધિની સૌથી મોટી પ્રાગતિક શુદ્ધિસાધક અને આવશ્યક પ્રયોગશાલા વિચારકો અને સાહિત્યકારોની આ સંશુદ્ધિકામી સત્ત્વકામી મુક્તિકામી અર્થાત્ નિષ્કામ પ્રયોગશાલા છે; વૈજ્ઞાનિકોની જ્ઞાનકામી અને સકામ પ્રયોગશાલાઓ આનાથી ઉતરતે નંબરે જ આવે. પ્રયોગ શબ્દ ગદ્ય પદ્ય ન્હાની મોટી સર્વે સાહિત્યકૃતિઓ માટે સરખો અર્થગર્ભ છે. દુનિયાનું સાહિત્ય માત્ર માનવજાતિની અદ્વિતીય પ્રયોગમાલા છે, તેમાં આ એક ક્ષુદ્રતમ પરમાણુ ઉમેરું છું.

છે. ઝાડ જીવે ત્યાંલગી ફાલેફુલે, તેમાંથી શાખાપ્રશાખા ફૂટયા કરે, પુલફલપત્ર દરેકને આવ્યા કરે, નવાં તોપણ સજાતીય, તે જાતનાં તથાપિ અવનવાં તાજાં સજીવન; વળી એ ફાલ નવાનવા તો ય ઝાડમાંના રસના. આ માલાના મણકાઓ નામ માત્ર સાથેસાથે બાંધેલા નથી, એક કુટુમ્બના છે, એક કુલપતિનાં સન્તાન છે, એક જ માળાનાં બચ્ચાં છે,–કુલવૃદ્ધિના સજીવન ધર્મે મણકાઓ અન્યોન્ય સગપણે ગંઠાયેલા છે, એવો વિશેષ દાવો પણ આ નામ વિચારશીલોની નજર આગળ ધરે છે.

એને અહીં હરઃ ૐ । શ્રીગણેશાય નમઃ ॥ એમ સર્વના આરમ્ભમાં, બધા મણકાને, આખી માલાને, જોવામાં માર્ગદર્શક થાય એવો, અથવા દરેક મણકો આ પ્રકારનો કેમ તેની ચાવી જેવો કોઇ સર્વવ્યાપી વિચારનિર્દેશ, ભાવનિર્દેશ, દષ્ટિનિર્દેશ ? મણકાઓની પ્રસંગ, વિષય, ઉદ્દેશ, વિચારસરણી, શૈલી આદિની વિવિધતાઓમાં પણ છાનુંછપનું કોઇ પ્રકારનું ઐક્ય હોવું જોઇએ નિઃસંશય; પણ તે વાચકને મેં બતાવેલું નકામું, તેને આપોઆપ દીસી આવે તેટલું જ જીવન્તઃ એવાએવા સમન્વય માટે વાચકનો અધિકાર જ વધેઃ મ્હને ન દેખાતું હોય, ના જ દેખાય, એવું પણ તે જુવે.

મ્હારા તર્ફથી આટલું જ કે આ સંગ્રહકાર્ય મ્હને કોઇ નવા આરમ્ભ જેવું નથી લાગતું, બાજી સંકેલવાના આરમ્ભ જેવું જ લાગે છે. અને મ્હારી અંગતવૃત્તિ

અત્યારે અમેરિકાના જાણીતા લેખક હોલ્મ્સે ( O. W. Holmes ) "ધિ ચેમ્બર્ડ નોટિલસ ( Chambered Nautilus )" નામે પાંચ કડીના ટુંકા કાવ્યમાં વર્ણવેલી છે તેવી જ કંઇક ભાસે છે. એ કાવ્યમાંની ભાવ ત્રિપુટીમાંનો એક ભાવ આ છે:—

જાવું છે જી', જાવું છે જી', જાવું છે જરૂર..." the swift seasons roll!"

દેહી લેખે આટલું: આ કૃતિઓ હુંની, તે એમાં હુંની રેખ-કરચળીઓ વિશે આટલું. અને ઉપરાંત પણ આટલું જ—કે જે વાઙ્મયપ્રવાહમાં આ કૃતિઓ રૂપ ઝરણું સમાઇ જવાને વહે છે, તે આપણો વ્હાલો ગુર્જરવાઙ્મય પ્રવાહ અત્યારે એની આસપાસ ગાજતા પ્રવાહોને મુકાબલે જે કંઇ હો તે કરતાં તે-માનવપણાનાં લક્ષણોની કસોટીએ-કંઇક અધિકો મનાતો થાય, તેમાં આ ઝરણું પોતાના દેશ-કાલાનુરૂપ ફાળો આપે છે, સત્યાન્વેષી નીડર નમ્ર સહૃદય શાસ્ત્રીય અને જવાબદાર બુદ્ધિવ્યાપારનો ફાળો આપે છે, એમ કોઇ ને કોઇ વિચારશીલ વાચકબન્ધુ એના લાભમાં ઉમંગી સાક્ષી પૂરી શકશે, તો ઝરણું આ દેહીની મુદા માટે વહ્યું ભલે, કેમકે તે એટલા અમથા વૈયક્તિક કાજે જ નથી વહ્યું.

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

રામનવમી: ઇ. ૨૯-૩-૧૯૨૮

પ્રયોગમાળા મણકો પ્રથમ

# યુનાઇટેડ સ્ટેટ્સઃ

## એક ઐતિહાસિક દૃષ્ટિપાત

આ ચોપડી અમદાવાદ સાહિત્ય મુદ્રણાલયમાં રા. રા. ગજાનન વિશ્વનાથ પાઠકે કર્તા માટે છાપી તથા કર્તા માટે તે જ સ્થળે પ્રસિદ્ધ કરી. આખી પ્રયોગમાળાને લગતાં પ્હેલાં ચાર પાનાં 'કુમાર પ્રિન્ટરી અમદાવાદ' એ મુદ્રણાલયમાં કર્તાને માટે છાપ્યાં રા. રા. બચુભાઇ રાવતે.

# યુનાઇટેડ સ્ટેટ્સ:

## એક ઐતિહાસિક દૃષ્ટિપાત

પુરુષપ્રયત્ન ફાવે છે, હાંફી જાય છે, પાછો પડે છે; ફાવે છે તે કરતાં પાછો પડે છે વધારે: તથાપિ ઇતિહાસ પુરુષપ્રયત્નનો જ ઇતિહાસ છે. પુરુષપ્રયત્ન શિવાયનાં જે વાસ્તવિક બળો જીવનમાં પ્રવર્તે છે અને જીવનને ઘડે છે, તેમાંથી કોઈનો પણ પૂરો સળંગ ઊકલે એવો ઇતિહાસ માનવીને સાધ્ય નથી.

કર્તા:
બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

૧૯૨૮ ગ્રન્થસ્વામિત્વના સર્વ હક સ્વાધીન [illegible] હજાર

# અ ર્પ ણ પ ત્ર.

પ્રિય ભાઇ 'લાલ,

ઈ. સ. ૧૮૯૫ ની આ કૃતિ સાથે ત્હમારૂં નામ જોડું છું. વિદ્યાપીઠના ઉચ્ચ શિક્ષણને માટે ત્હમે મ્હારી આંગળીએ વળગીને પૂણે આવ્યા, ત્યારથી ત્હમે મ્હને ત્હમારા "ન્હાના કાકા" કે મોટા ભાઇ જેવો ગણી મ્હારા ઉપર આજ લગી જે એકસરખો સ્નેહ વર્ષાવ્યો છે, તેવો સ્નેહ જાતે જ પોતાનો બદલો, પોતાનો હક્કપૂરાવો, અને પોતાનો મોક્ષ છે, સ્નેહી સ્નેહપાત્ર બંનેને સુખદ છે, ઉત્કર્ષક પણ છે. ત્હમારા પૂજ્ય પિતાજી અને ન્હાના કાકા વિદ્યમાન હતા અને આવા કોઇ અર્પણનો પ્રસંગ મ્હને મળ્યો નહીં, એટલું મ્હારું કમનસીબ ગણું છું.

લિ. બલવન્તના અનેક આશીર્વાદ.

# નિ વે દ ન

ઈ. સ. ૧૮૯૫ ના ઉત્તરાર્ધનો આ અધૂરો નિબન્ધ પચીશછવીશની વયના કાચા લેખકે લખેલો, તેમાં કંઈકંઈ કચાશો હોય એ કુદરતી છે. માત્ર રેખાચિત્રમાં નામો અને બનાવોની આટઆટલી વિગત, એ એની કદાચ સૌથી આગળ પડતી વિચિત્રતા છે. સામી બાજુએ, એ બધો ભાર ઘસડતાં પણ વર્ણન અને દલીલનો પ્રવાહ વહે છે, વહે છે, અને ત્રણ સૈકાથી વધારે સમયના ઇતિહાસને સળંગ દર્શાવે છે, એ આ "પ્રયોગ"નો ગુણ ગણાવો ઘટે. અને એ બધું તો ગમે તેમ હો, આ નિબન્ધ વાંચેલો તેમાંથી મુરબ્બી અંબાલાલભાઈ, ભગવાનલાલ સંપતરામ, દોરાબજી ગીમી, સ્વ. માધવલાલ હરિલાલ દેસાઈ, રણજિતરામ વાવાભાઈ, રા. રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ, આદિ ઇતિહાસપ્રેમીઓએ એને છૂટો છાપવાની મ્હને સૂચના પણ કરેલી; કિંતુ જેની માગ વિશે શંકા પડે, એવી ચોપડી બ્હાર પાડતાં ઢીલ થાય તેનો જુમ્મો એકલા કર્તાને માથે નથી.

પૂરો કરવા જતાં ત્રમણો થાત. વળી 'પ્રેસિડન્ટ લિન્કનનું ચરિત્ર' એ ચોપડીનું પ્રકાશન આને માટે અત્યન્ત મોડું થઈ ચૂકેલું; એ બસો પાનાની ચોપડીમાં એવડો કે એથી લાંબો પ્રવેશક, તે પણ અજુગતું; એટલે એ અપૂર્ણ જ રહ્યો. ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ આટલું જોઇને

આખી સ્વતંત્ર ચોપડી તે વખતે માગી હોત, તો પૂરો લખાઇ જાત. પણ એ તો અપૂર્ણ રહ્યો તે રહી જ ગયો. પ્રો. ગજ્જરે કલાભવન જ્ઞાનમંજૂષાને સારુ મ્હારી કને ત્રણ-ચાર વિષય ઉપર ચોપડીઓ માગેલી, તેમાં આ પણ હતો. પરન્તુ હું અજમેર જતાં બીજા વિષયો ઉપર ચ્હડી ગયો.

યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ ગુજરાતમાં કોઇ શિક્ષણ-ક્રમમાં સ્થાન પામે, તો આ પૂરો કરી આપવાનું કર્તવ્ય માથે આવે ખરું. અત્યારે તો છે તે જ છાપું છું, અને એમાં ન છૂટકે કિંચિત્ ફેરવું છું, ઉમેરું છું, કાપી કહાડું છું. મૂલ રૂપમાં નિબન્ધ વાંચેલો તેવા વાચકને તે આ રૂપમાં ઓળખવો મુશ્કેલ પડે.–માણસ વા સ્થલને લાંબે ગાળે ફરી ભેટતાં તે મુશ્કેલીએ ઓળખાય છે તેમ આને બીચારાને બને,–એવું કશું જ આમાં કરતો નથી. ફેરવવાસુધારવાનું લઇ બેસું તો આખો ફરી વેતરવો પડે, આખો ય ફરી જાય, તેવું આનું રૂપાન્તર કરતો જ નથી.

પચીશછવીશના લેખકની ખામીઓ આરોહી જુવાનીની ખાસિયતો લેખે પણ કોઇકોઇને આકર્ષે કદાચ.

હવેથી નિબન્ધના આ રૂપને જ કાયમી ગણવું.

“ પ્રયોગમાલા ”ના આ પ્હેલા મણકાનું મૂલ્ય–રૂ. ૦–૧૨–૦.

# અ નુ ક્ર મ ણિ

# યુનાઇટેડ સ્ટેટ્સ :

# એક ઐતિહાસિક દૃષ્ટિપાત.

## ૧ : પ્રાસ્તાવિક.

ખલાસત અત તવારીખ નામે કુરુવંશથી માંડી મુઘલ સુલતાન ઔરંગઝેબ સુધીના પ્રસિદ્ધ ઇતિહાસનો કર્તા સુજાન-રાય ઇતિહાસને જમશિદના જામ અને ઇસ્કન્દરના આયનાની ઉપમા આપે છે. દેશાટન, મુસ્લિમ અમલદારો અને રાષ્ટ્રચિન્તકો ( સ્ટેટસમેન statesmen )નો સમ્પર્ક, ફારસી અરબ્બી સાહિત્યનો અભ્યાસ, સ્વદેશની પડતીનાં કારણોનું ચિન્તન, વગેરેથી સુજાનરાય હિન્દુ હતો તથાપિ ઇતિહાસની કીંમત સમઝ્યો હતો. એવાં અને વળી બલવત્તર કારણોને લીધે આ સૈકાના હિન્દુઓ પણ જાગ્રત થતા જાય છે.

અને કુટુમ્બ, નાત, કૃષ્ણગોપી, શંકરકંકર, બ્રહ્મપરબ્રહ્મ, તથા કર્માનુબન્ધના વિચારવ્યવહારમાં ડૂબેલાં મગજોમાં દેશભક્તિના તેમ ભવિષ્ય સુધારવાને પુરુષપ્રયત્ન કરવાની અગત્યના નવા ભાવોનો સંચાર થઇ ચૂકયો છે. રાષ્ટ્ર એટલે કે મુસ્લિમો (અને તેમનું જોઇ મરાઠાઓ) જેને દૌલત કહેતા તે, અમુક પ્રજા સહવર્તમાન દેશનું રાજકીય શરીર, આસપાસના રાષ્ટ્રોને મુકાબલે બલવાનનિર્બલ થઇ જે ઉદયાસ્ત ભોગવે છે, તેનાં કારણો જાણી શકાય છે, પુરુષપ્રયત્ને યોજી પણ શકાય છે, અને વળી જેમ કોઇ મનુષ્યના તેમ પ્રજાસમસ્તના જીવનમાં અગમ્ય કિસમતનો ખેલ જોનાર પોતે જ આંધળો છે, એવાંએવાં વિચારબીજ, આપણા પ્રાચીન સંસ્કારોથી વિરુદ્ધ તોય ધીમેધીમે મૂળ નાંખતાં જાય છે, અને પોતાને અનુકૂલ ભાવનાઓ અને પ્રવૃત્તિઓને ઉત્પન્ન કરવા મથી રહ્યાં છે. અમારી તો પ્રતીતિ છે કે આ વિચારો પુરુષપ્રયત્નપોષક અને હિતકર છે, અને તે ફેલાવાથી દેશની પ્રગતિ પણ છે. એ વિચારો ફેલાવવાનું એક મુખ્ય સાધન ઇતિહાસઃ અને વિશેષે કરીને યુરોપખંડની પ્રાચીનઅર્વાચીન પ્રજાઓ અને રાષ્ટ્રમાલાઓનો ઇતિહાસ. યુરોપી લોકોએ અમેરિકાખંડમાં રોપેલાં નવાં રાષ્ટ્રોના ઇતિહાસથી પણ એ વિચારોનું સમર્થન થાય છે, અને રાષ્ટ્રવિદ્યા (પોલિટિકસ Politics)નાં અનેક સત્યો માલુમ પડે છે. આ અમેરિકા ખંડમાં યુનાઇટેડ સ્ટેટ્સનું રાષ્ટ્ર સૌથી મોટું છે, અજબ

ઝડપથી વધ્યું છે અને મોખરે આવ્યું છે, અને દુનિયાનાં શ્રેષ્ઠ રાષ્ટ્રોમાં ગણાય છે, તેના ઇતિહાસમાં ગુજરાતી વાંચનારને રસ ઉપજાવવો એટલો જ આ અતિટૂંકા નિબન્ધનો ઉદ્દેશ છે. 'પ્રેસિડન્ટ લિન્કનનું ચરિત્ર' એ માત્ર બસો પાનાની ચોપડીમાં પ્રવેશક તરીકે આ નિબન્ધ યોજાયો એ કારણથી પણ એમાં વિષયના મોટામાં મોટાં પેટાંઓને એક પછી એક જરા છેડવાં એટલું જ બની શકે એમ છે.

## ૨—અમેરિકાની શોધ.

અમેરિકાખંડની શોધ આશરે ચારસો વર્ષ ઉપર* ક્રિસ્ટોફર કોલમ્બસે કરી, એ જાણીતું છે. પણ તેની આગમચ ઈ. સ. ના દશમા સૈકાની આખરમાં ગ્રીનલાન્દમાં સંસ્થાન નાખી વસેલા નૉર્વેના સાહસિક લોકોના વ્હાણ પાણીના વહનથી એકબે વાર ઉત્તર અમેરિકાને કાંઠે જઇ પૂગ્યાં હતાં. અગિયારમા સૈકામાં એ લોકોએ તેણી તરફ કેટલીક સફરો કરેલી, અને ત્યાં એકાદ સંસ્થાન પણ રોપેલું, એમ એમના જૂના રાસાઓ (sagas) ઉપરથી સાબીત થાય છે. પછી એમનો ગ્રીનલાન્દમાંથી જ પગ ગયો, એટલે યુરોપ અને ઉત્તર અમેરિકા વચ્ચેનો સર્વ સમ્બન્ધ અટકી પડ્યો, અને અમેરિકા જવાનો માર્ગ તેમ અમેરિકાનું

---

* આ નિબન્ધ ઈ. સ. ૧૮૯૫ ના ઉત્તરાર્ધમાં, મુખ્યત્વે કરાંચી અને રાજકોટમાં, લખ્યો હતો.

અસ્તિત્વ પણ ફરીથી શોધવાનાં રહ્યાં. તારીખનો જ વિચાર કરિયે તો આ શોધને પ્રથમ * પદવી આપવાનું મન થાય; પરંતુ ખરું જોતાં નોર્વે અને સ્પેનની શોધમાં તફાવત એટલો બધો છે કે જ્યારે પ્હેલી અકાળે અને અજ્ઞાનમાં વવાયેલાં બીની માફક નિષ્ફલ ગઇ, ત્યારે બીજી યુરોપઅમેરિકામાં મહાભારત ફેરફારો બલ્કે બંને ખંડના ઇતિહાસમાં નવા યુગની આરમ્ભક બની. અને આ ઉક્તિની ફોડને માટે પંદરમા સૈકાની (સ્પેને કરેલી) શોધનાં કારણો દર્શાવવાં ઘટે છે. વાસ્કો દ ગામાએ કરેલી દરિયાઇ વાટે હિન્દ આવવાના માર્ગની શોધનાં કારણો પણ એ જ હતાં, એટલે કંઇક વિસ્તાર થાય તો પણ હિન્દના વાચકોને સારુ લખાતા નિબન્ધમાં તે અસ્થાને ગણાશે નહીં.

ઉપર સૂચવેલી રાષ્ટ્રભાવનાનો જન્મ પ્રાચીન ગ્રીસમાં ઇસિવી સન પૂર્વે થયેલો. યુરોપના મધ્યકાલને નામે જાણીતા

---

* મેકિસકો આદિની પ્રાચીન સંસ્કૃતિના અવશેષોમાં કેટલીક એવી વસ્તુઓ મળી આવેલી છે કે તે (અથવા જેની તે નકલો તે મૂલ વસ્તુઓ)નું જ્ઞાન અમેરિકાને હિન્દ સિવાય બીજા કોઇ પણ ભૂભાગમાંથી મળેલું ન સમ્ભવે. પણ આવી અતિપ્રાચીન કાલને લગતી હકીકતો અને અનુમિતિઓને ઇતિહાસમાં સ્થાન ન હોય, પુરાતત્ત્વવિદ્યામાં જ હોય. વળી આવા અમુક પાંચસો વર્ષના કોઇ અરસામાં કાલગણનાએ મુકી ના શકાય એવા બનાવ વિશે પણ, "એ અમારા પૂર્વજોનાં પરાક્રમ!" એમ ગણીને, મૂર્ખાઓ જ ફૂલાય.

યુગ ( Middle Ages મિડલ્ એજિસ )માં એ વિચાર આત્મા–પરમાત્મા, સ્વર્ગ–નરક, આદિ વિચારો તળે દટાઇ ગયેલો, તે પાછો ઈ. સ. ના તેરમાચૌદમા સૈકામાં શરુ થયેલા પુનઃપ્રબોધકાલ ( Renaissance રી–નેસન્સ )ને નામે ઓળખાતા મહાન વિચારપરિવર્તને અંગે લક્ષમાં આવ્યો. મધ્યકાલીન યુરોપમાં દેશો પ્રમાણે પ્રજાવિભાગ ન્હોતા; દરેક દેશમાં ધર્મદીક્ષિત પાદરી ( clerk ક્લાર્ક ), ક્ષાત્ર ગુણોવાળો લોકરક્ષક ‘ નાઇટ ( knight ),’ વૈશ્ય ખેતરધણી (yeoman યોમૅન), અન્તિમ પદવીનો ‘ સર્ફ (serf),’ વગેરે થર તળે થર એમ ગોઠવાયેલા વર્ગવિભાગ જ હતા, અને બધા દેશોનો વર્ગવિભાગ ઘણે અંશે એકસરખો હતો. હિન્દની સૈકાઓથી ઊતરી આવેલી છેક ગઇ કાલ લગીની સ્થિતિ આ પ્રકારની સમાજઘટનાને કેટલી મળતી આવે છે તે વાચકે વિચારી લેવું. વળી પશ્ચિમ યુરોપના દેશોની ધર્મસંસ્થામાં રોમના પોપ ( Pope )ની હકુમત ચાલતી, અને ત્યાંના રાજાઓમાંના ઘણાખરા રોમના નહીં તોપણ રોમન કહેવાતા ધર્મધુરંધર રાજાધિરાજ ( Holy Roman Emperor )ના માંડલિક ગણાતા. આ પ્રમાણે સૈકાઓ સુધી ચાલેલું. તેમાં કાળે કરીને વર્ગવિભાગના ઘસાવાથી, રોમન રાજાધિરાજ અને પોપની સત્તા ઘટી જવાથી, અને લડાઇઓમાં દેશનું રક્ષણ કરતાંકરતાં દેશભક્તિ સ્ફુરવાથી યુરોપમાં પ્રજાવિભાગ શરુ થયો. અંધકારયુગની લાટિન

ભાષામાંથી પ્રાકૃતો જેવી આપણા દેશની પ્રાકૃતો જેવી ઈટાલિયન, સ્પેનિશ, જર્મન, ફ્રેંચ, ઇંગ્લિશ, આદિ નવી ભાષાઓ અને દરેકનાં નવાં વાઙ્મયનો ઉદય થયો. જ્યોતિઃપુંજ (nebula નેબ્યુલા)માંથી ગ્રહગોળા તરી આવી પોતપોતાના પન્થ ગ્રહણ કરે, તેમ સ્પેન, ફ્રાન્સ, ઇંગ્લાન્દ, સ્વીડન, વગેરે પ્રજાઓ એકબીજાથી જૂદી પડી, અને તે દરેકનાં પોતપોતાનાં રાજકુલ તળે રાષ્ટ્ર બંધાયાં. મધ્યયુગનો અંત આવી અર્વાચીન કાલનો નવો પવન વાતો થયો. દરેક દેશમાં રાષ્ટ્રચિન્તકો સ્વદેશશ્રેયનાં સાધનો ખોળવા લાગ્યા.

એ રાષ્ટ્રચિન્તકોને પોતાની છાયા તળે ઊછરતી અને વધતી વસ્તીના અભ્યુદયને માટે, તેમ તેના એક અગત્યના અંગ વ્હેપારરોજગારની ખીલવટને માટે, પ્રથમપ્હેલી જરૂર ધનસંચયની જણાઇ. અને રાષ્ટ્રશરીરમાં વીર્યને સ્થાને સોનારૂપાનો નિધિ છે, એ–અર્વાચીન અર્થશાસ્ત્રવૃક્ષ જેમાંથી ઉત્તરોત્તર ખીલવા પામ્યો છે તે–સિદ્ધાન્તની પ્રથમપ્હેલી જડ બંધાઇ. રાજ્યબન્ધારણ સ્થિર અને સંગીન રહે એટલા માટે પ્રજા કનેથી કરભાર નાણામાં લેવાની જરૂર જણાઇ. પ્રસંગે વિગ્રહો ખેડવા પડે તો તેને માટે પણ નાણાની જરૂર જણાઇ. વળી દારૂગોળા અને કવાયતની નવી શોધોથી યુદ્ધકલાનો આખો બંગ છેક ફરી ગયો. મધ્યયુગમાં લોકો મોસમ પ્રમાણે ખેતી વગેરે ધંધામાં મચેલા રહેતા અને રણતૂર કાને પડતાં પોતપોતાના પ્રદેશના વાલીની સરદારી

તળે હથિયાર કસીને લડવા પણ ઊતરતા: સર્વત્ર એ જ વ્યવસ્થા હતી, એટલે નભતું. પરંતુ દારૂગોળા અને કવાયતના પ્રવેશ પછી રણક્ષેત્રમાં એને વાપરી જાણનારા મુઠ્ઠીભર માણસોથી સામેનું અનેકગણું સૈન્ય હારવા માંડ્યું. ક્યાં માત્ર અંગબલ અને પોલાદ અને ક્યાં કવાયત અને દારૂગોળાનું તોપખાનું! કેળવાયલું લશ્કર જાતે એકઠું કરી પૂરતું દ્રવ્ય આપનાર કોઇ રાજ્ય કે રાજ્યાભિયોગીના પક્ષમાં લડનાર સરદારોનો એક ધંધો જાગ્યો: કહો કે આપણા અઢારમા સૈકામાં જાણીતા સમરૂ, ઈબ્રાહીમ ગાર્દી, મુરારીરાવ ગુત્તીકર, હૈદર નાયક, વગેરે જેવા. અણીની વેળાએ આવી ભાડુતી સેના બાંધ્યા વગર, કે પ્રજામાંથી એવી જ એક જબરી સેના સદૈવ તૈયાર રાખ્યા વગર છૂટકો ન્હોતો: અને બંને રસ્તા ભારે ખર્ચના હતા.

આ પ્રમાણે અનેક નિમિત્તે પૈસાનો ખપ વધારે પડવા માંડ્યો ત્યારે યુરોપમાં સોનારૂપાની અછત ઘણી, છેક અસહ્ય જેવી હતી. ભૂમધ્ય સમુદ્રની ચોપાસ આણ વર્તાવનાર 'જગદ્રાણી' રોમના કીર્તિકાલમાં એશિયા આફ્રિકામાંથી તણાઇ આવીને અઢળક દ્રવ્ય યુરોપમાં સંચાયેલું. તે પછીના (સૈકાઓ સુધી ચાલુ રહેલા) લોમ્બાર્ડ, ગૉથ, ફ્રાન્ક, વૅન્ડલ, હૂન, વગેરે જંગલી ટોળાંઓના ઉત્પાતોમાં નષ્ટ થયેલું. એટલું જ નહીં પણ યુરોપને બંને છેડે આફ્રિકા અને એશિયા અને તળ યુરોપમાં બલવાન રાજ્યો સ્થપાયાથી એશિયાઆફ્રિકામાંની સોનારૂપાની આવક પણ

અટકી પડી. યુરોપનો આધાર પોતાની ખાણોની નીપજ ઉપર જ રહ્યો. એક પ્રતિષ્ઠિત અર્થશાસ્ત્રીની ગણતરી છે, કે પંદરમા સૈકામાં એ ખાણોમાંથી હરસાલ માત્ર એક લાખ પૌંડની કીંમતનું સોનુંરૂપું નીકળતું, તેમ આખા યુરોપમાં મળીને સોનારૂપાનો કુલ સંચય ત્રણ કોટિથી વધારે ન્હોતો. ચૌદમા સૈકામાં હિન્દમાં પણ સોનારૂપાની ભારે અછત હતી, એ મહંમદ તુઘલખના સમયનો ઇતિહાસ ચોકખું બતાવી આપે છે. ચીનમાં કાગળનું ચલણ છે એવું સાંભળીને તથા राजा टङ्कस्य कारणम् એવી કોઇ ખુમારીમાં એ વિલક્ષણ-સાહસિક સુલતાન ઉત્તર હિન્દમાં ત્રાંબાનાણાને હદ ઉપરાંત મૂલ્યનું ઠરાવીને ચલાવવા મથેલો એ જાણીતું છે.

પણ ફલાણી ચીજની ખોટ છે એ જાણવામાં આવતાં તે મેળવવા માટે પ્રયાસ થયેલો હિન્દના ઇતિહાસમાં આપણે જવલ્લે જોઇયે+ છિયે. યુરોપની વાત ન્યારી છે. હારજીતનો તથાપિ પ્રધાનપણે પુરુષપ્રયત્નનો ઇતિહાસ હોઇને જ દુનિયાના ઇતિહાસમાં યુરોપનો ઇતિહાસ સૌથી વધારે મૂલ્યવાન અને બોધક અને ઉત્તેજક છે. મહાપુરુષો પણ અવતારી સત્ત્વો નહીં માનવીઓ જ ગણાય, એવી ત્યાંની બુદ્ધિને લીધે ત્યાં માણસોના ગુણઅવગુણ વિશે ચર્ચા ચાલે છે પૂરાવા શોધાય છે અને રક્ષાય છે, અને હકીકતોનાં જેવી બનેલી

---

+ જોવું ધાતુના આ રૂપની જોડણી **જોઈયે**; બીજા બધા અર્થોમાં એ શબ્દની જોડણી **જોઇએ**.

તેવાં રૂપને વળગી રહીને જ પ્રશંસકો તેમ નિન્દકો બંને આગળ વધી પોતાની પ્રશસ્તિ વા નિન્દાની ઇમારત પૂરાવે સજડ અને સર્વસ્વીકૃત હકીકતોના પાયા ઉપર રચે છે; એ સર્વ દેખાવ પણ હિન્દના ઊર્મિલ તથા પક્ષરાગમાં સત્યને માટે પણ બેપરવા લોકને અનેક રીતે ધડો લેવા જેવો છે. પોતાના ખંડમાં જ નજર ફેરવતાં યુરોપી રાષ્ટ્રચિન્તકોને માલુમ પડી આવ્યું કે બધા પ્રદેશ એકસરખા નિર્ધન ન્હોતા. પ્રથમ બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય (' પ્રાચ્ય રોમન સામ્રાજ્ય 'ને નામે જાણીતું Byzantine Empire જેનું પાટનગર કોન્સ્ટન્ટિનોપલ્ * ), એ પછી વેનિસ, જિનોઆ, આદિ ઇટાલીનાં સ્વસ્થાનો, પ્રમાણમાં ઘણાં તાજાં હતાં. અને એમની સરસાઇનું કારણે ગૂઢ ન્હોતું. યુરોપમાં 'પૂર્વદેશો'નો મહામૂલ્ય માલ ઘણા જ પ્રાચીન સમયથી આવતો, અને તેનો ખપ એટલો બધો હતો, કે રસ્તો અતિશય લાંબો વળી બેશુમાર મુશ્કેલીઓથી ભરપૂર હતો, છતાંયે જે જે લોકો, નગરો, મુલકો અને બંદરો, કંઇ સાહસથી તો કંઇ પોતાના સ્થાનકની સરસાઇથી, એ વ્હેપારમાં ભાગ લઇ શકતાં અને એ કાફલાઓને અનુકૂલ પડતાં, તે રિદ્ધિસિદ્ધિથી છલકાઇ જતાં. રણમાં પાણીનું ઝરણું રમતુંભમતું ચાલ્યું જાય અને આજુબાજુ લીલોતરી ફૂટતી જાય, વચ્ચેવચ્ચે તરુવરો, ઘટાઓ અને કુંજો પણ સ્વર્ગીય રમણીયતા ઊતરી

---

* પ્રાચીન નામ-બાઇઝેન્શિયમ, તે ઉપરથી વિશેષણ બાઇઝેન્ટાઇન.

આવી હોય એમ જામી જાય, તે પ્રમાણે જનમંડલોના જન્મકાલથી તે છેક અર્વાચીન કાલ સુધી+ 'પૂર્વદેશો'નો વ્હેપાર જે જે વાટે યુરોપ તર્ફ વળેલો, તે તે પ્રણાલો ઉપર સ્થાને સ્થાને સમૃદ્ધિનો ફાલ થયેલો અને જામેલો,—અને એ વ્હેપાર બીજે માર્ગે વળી જતાં પાછાં સૂકવણાં પણ સદાનાં જ પડેલાં.

વેનિસ વગેરેની આબાદીનું સજીવન કારણ આ વ્હેપાર જ એવો સિદ્ધાન્ત બંધાતાં, એ વહનને પોતા તર્ફ વાળી લેવાનો યુરોપની નવી જન્મેલી પ્રજાઓને લોભ થયો. વળી અગિયારમાથી તેરમા સૈકા સુધી ચાલેલા ક્રૂઝેડસ (Crusades)ના વિગ્રહોમાં એશિયામાઇનોર, સીરિયા, મેસોપોટેમિયા, મિસર, આદિ પ્રદેશોના વૈભવ જોયા-સાંભળ્યાથી યુરોપની આંખ અંજાઇ હતી. એ સર્વ આગળ વેનિસ પણ પાણી ભરે, એવા અનુભવ ઉપરથી હમણાં ઉત્તેજિત થયેલી બુદ્ધિએ અનુમાન તારવ્યું, કે 'પૂર્વદેશો'ના

---

+ છેક અર્વાચીનકાલ સુધી. પણ પુરાગંડુ પુરાકીર્તિના દર્શન માત્રે વ્યર્થ ફૂલાતા હિન્દવાસીઓએ વિશેષ આ પણ જાણવું ઘટે, કે ખુદ અર્વાચીનકાલને ઉપલી હકીકત લાગુ જ પડતી નથી: સત્તરમા અને ખાસ કરીને અઢારમા સૈકાથી વ્હેપારના ઇતિહાસમાં ભારે ફેરફાર પડી ગયો, ઉલટી જ સ્થિતિનો ઉદય થયો. યુરોપીય વ્હેપાર જે જે માર્ગે જ્યાં જ્યાંથી વહે ત્યાં ત્યાં સમૃદ્ધિ છલકાય એમ બન્યું, અને એ જ સ્થિતિ અત્યારે જામેલી છે તથા લાંબા સમય લગી ચાલ્યા કરશે એમ ચોકસ જણાય છે.

વ્હેપારનો રસકસ ઘણોખરો માર્ગમાં ચૂસાઇ જાય છે, આપણે હિસ્સે તો કૂચા જ રહે છે. એટલે યુરોપના આ પુનઃપ્રબોધકાલમાં* એ અનુમાન ઉપરથી એક નવું લક્ષ્ય વિચારવ્યવસાયને ઉશ્કેરવા લાગ્યું, જે પગવાટે 'પૂર્વદેશો' સુધી જવાય એમ નથી, અગર જવાય તો પણ વચલાં સમર્થ રાજ્યોમાંનાં સર્વેને જીતાય નહીં, માટે દરિયો ખેડીને ત્યાં પ્હોંચી જવાનો જલમાર્ગ શોધી કહાડવો, અને એ વ્હેપાર એકહથ્થુ કરવો, એ જ વધતી જતી સમૃદ્ધિ મેળવવાની સર્વશ્રેષ્ઠ રાષ્ટ્રપેરવી ( પોલિસી policy ) છે.

કોલમ્બસની એટલાન્ટિકની સફરનાં અનુષંગી કારણો પણ ત્વરાથી નોંધી લઇયે. અમેરિકા, આફ્રિકાની કેપ ઑફ ગુડ હોપ ભૂશિર, અને હિન્દ પ્હોંચવાના જલમાર્ગોની શોધ થઇ ત્યાં સુધી યુરોપમાં ભૂગોલવિદ્યાનું જ્ઞાન ઘણું થોડું હતું. પ્રાચીનકાલમાં ફિનિશિયનો જિબ્રાલ્ટરની સામુદ્રધુનિ વટાવી બ્રિટન સુધી પ્હોંચેલા. પણ પછી ગ્રીક લોકો એ સામુદ્રધુનિને ઉત્તરદક્ષિણ આવેલા બે ખડકોને હર્ક્યુલિસના

---

* પ્રાચીન ગ્રીસ અને રોમનો કીર્તિકાલ તે માનવબુદ્ધિનો પ્રથમ પ્રબોધકાલ; તે સમયનું સાહિત્ય પશ્ચિમ યુરોપને અત્યંત દુષ્પ્રાપ્ય બનેલું, પશ્ચિમ યુરોપની વિદ્યામાંથી અસ્ત થયેલું, પાછું મળવા માંડયું, સમઝાવા લાગ્યું, અવનવી સજીવન વિચારણા ઉપજાવતું થયું, ત્યારથી માનવબુદ્ધિનો પુનઃપ્રબોધકાલ,–એ પ્રમાણે યુરોપી ઇતિહાસમાં આ પુનઃપ્રબોધ પદનો અર્થ છે.

સ્તમ્ભોનું ઉપનામ આપીને તે સ્થલને જ પૃથ્વીનો છેડો
ગણુતા હતા. પૃથ્વી સપાટ થાળી જેવી નહીં પણ દડા
જેવી ગોળ છે એ સત્ય મૂળ પાઇથેગોરસ કે તેના શિષ્યોને
મુઝેલું. યુરોપ એશિયા અને આફ્રિકાને વીંટી લેતા સમુદ્રમાં
બીજા ખંડો પણ હશે, એવી કલ્પના પ્રથમ દુનિયાના શ્રેષ્ઠ
ફિલસુફ એરિસ્ટોટલને સ્ફુરેલી, પણ તે પાછળથી કોઇના
ધ્યાનમાં રહેલી નહીં. ઈ. સ. ના બીજા સૈકાના પ્રસિદ્ધ
ભૂગોલશાસ્ત્રી ટોલેમીના ગ્રન્થમાં આફ્રિકાનો વિસ્તાર છેક
દક્ષિણ ધ્રુવ સુધીનો જણાવેલો છે, એટલે તેની પ્રદક્ષિણા
કરીને 'પૂર્વદેશો' તરફ જવાનું અશક્ય જેવું ગણાતું, જો કે
હેરોડોટસના ઇતિહાસમાં એણે ઇજિપ્તવાસી વિદ્વાનો પાસે
સાંભળેલી આફ્રિકાની પ્રદક્ષિણાની દન્તકથાઓ નોંધેલી છે.
વળી પૃથ્વીના પરિમાણની કોઇને બરાબર ખબર ન્હોતી;
સૌ તેને છે તે કરતાં ઘણી ન્હાની કલ્પતા. આપણાં પૌરા-
ણિક જૈન આદિ શાસ્ત્રોમાં તેમ અર્વાચીનયુગ પ્હેલાનાં
યુરોપી શાસ્ત્રોમાં અવલોકન અને પાકી ગણતરી ઉપરથી
ઉપજાવેલાં સંગીન અનુમાનો કરતાં અટકળના ટકા ઘણા
વધારે હતા. એટલે ઍટલાન્ટિક વટાવી શકાય તો સામે
કાંઠે 'પૂર્વદેશો' આવવા જ જોઇએ વળી, એ અનુમાન તે
સમયના પરિપક્વ વૈજ્ઞાનિકોને પણ નિઃસંદેહ લાગતું. ઈ. સ.
૧૪૭૪ માં તોસ્કાનેલ્લીએ રચેલા પૃથ્વીના નકશામાં અને
ઈ. સ. ૧૪૯૧–૨ માં બેહીમ નિર્મિત ગોળામાં વર્ડભૂશિર

(Cape Verd)થી સાઠેક ધ્રુવકને અન્તરે ઍટલાન્ટિકનો સામો કાંઠો દર્શાવ્યો છે, તે જમીનમાં જાપાન, ચીન, હિન્દ વગેરે નામો લખી કાઢેલાં છે.

આવા નકશા ગોળા આદિમાં આ નામોની અન્યોન્ય ગોઠવણ કેવળ કાલ્પનિક ન્હોતી. હિન્દનું સ્થાનક તો મહાન ઍલેકઝાન્ડરના સમયથી જાણવામાં હતું. બીજા દેશોની માહિતી મુસાફરોના વૃત્તાન્તોથી મળેલી હતી. અને એ મુસાફરો તથા તેમના વૃત્તાન્તોમાંથી એક વિશે કઇંક વધારે લખવું પ્રાપ્ત થાય છે. ઈ. સ. ના તેરમા ચૌદમા સૈકામાં એક ઇતિહાસક સ્હેજ અતિશયોક્તિથી કહે છે તેમ, 'પૂર્વ-દેશો'માં મુઘલોની સત્તા એટલી તો હતી કે તેમની રજા સિવાય કૂતરું સરખું ભસી શકતું નહીં. અને આમ લગભગ આખો ખંડ એક છત્ર તળે આવેલો તેનો લાભ લઇને યુરોપી મુસાફરોએ એક ખાનની વગથી તેના પાડોશીના પ્રદેશમાં એમ આગળ ધપાવી છેક ચીન સુધી પોતાનો પગ પેસાડયો. મુઘલ મહાપુરુષ જંઘિસખાને (૧૧૬૨–૧૨૨૭) પીળાસમુદ્રથી કાળાસમુદ્ર પર્યંત દિગ્વિજય કર્યો તે પછી મુઘલ પ્રદેશોમાં ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાને પોપ ચોથા ઇનોસન્ટે તથા ફ્રાન્સના નવમા લુઇએ પાદરીઓ મોકલ્યા, અને એ નિમિત્તે શરુ થયેલો યુરોપએશિયાનો વ્યવહાર જારી રહ્યો. વેનિસના પોલો નામે શાહવ્હેપારી ખાનદાનના બે ભાઇ નિકોલો અને માફિઓ વ્હેપારાર્થે ફરતા

ફરતા જંઘિસખાનના પૌત્ર ખુબલાઇખાનની રાજધાનિમાં જઇ પ્હડચા, જ્યાં ખુદ ખાનની સાથે એમને પિછાન થઇ. નવ વર્ષે (૧૨૬૦-૬૯) સ્વદેશ આવી પાછા ૧૨૭૧ માં નીકળ્યા, ત્યારે એમણે નિકોલોના કિશોર વયના પુત્ર માર્કોને સાથે લીધો. ચાર વર્ષે તેઓ ખાનની નવી રાજધાનિ પેકિંગમાં આવ્યા. માર્કો પોલો ખાનના વિસ્તીર્ણ સામ્રાજ્યની ચાર ભાષાઓમાં પ્રવીણ થઇ ગયો, અને રાજકાર્યમાં કુશલ નીવડ્યો. ખુબલાઇખાને તેને પોતાના મંત્રિમંડળમાં નીમ્યો. રાજકીય કામ પ્રસંગે, વ્હેપારાર્થે, અને જાતે કુતૂહલી એટલે માત્ર જોવાની ખાતર એણે ઘણા મુલકો જોયા; વળી જે મુલકોમાં જાતે ન જઇ શક્યો, તે વિશે વારમ્વાર પૂછપરછ કરીને પુષ્કળ માહિતી મેળવી. પછી સત્તર વર્ષે જ્યારે ખુબલાઇને પોતાના સમ્બન્ધી ઇરાનના ખાનને સારુ રાણીપદને યોગ્ય એક કન્યા મોકલવાનો પ્રસંગ આવ્યો, ત્યારે વચલા પ્રદેશોમાં વિગ્રહો ચાલતા હોવાથી તેને જલ માર્ગે મોકલવાનું ઠરાવી કાફલો ત્રણે પોલોને સોંપી તેણે એમને જવા દીધા. ચીનાઈ સમુદ્ર ઓળંગી ઇ. સ. ૧૨૯૨ નું ચોમાસું એમણે ઘણું કરીને સુમાત્રામાં ગાળ્યું. કર્ણાટક, લંકા અને મલબારના બંદરોમાં વિરામ લેતાલેતા ૧૨૯૩ ના ચોમાસામાં તેઓ થાણા કે ખંભાત આવી રહ્યા. અને ઇરાનમાં રાણીથી છૂટા પડી વેનિસ ૧૨૯૫ માં પ્હોંચ્યા. પછી બન્યું એમ કે ૧૨૯૮ માં

જેનોઆ અને વેનિસ વચ્ચે થયેલા કર્ઝોલાના નૌકાયુદ્ધમાં
ાર્કો પકડાયો, અને જિનોઆના કેદખાનામાં પૂરાયો,
ાં વખત જવા એણે પોતાની ભમતી ઝિંદગીમાં નજરે
ડેલા તથા શ્રવણે ચ્હડેલા જાપાનથી ઝાંઝીબાર અને
શિયાથી સુમાત્રા સુધીના પ્રદેશોનો અહેવાલ તૈયાર કર્યો, જે
ાડા વખતમાં આખા યુરોપમાં પ્રસરી ગયો.

પ્રવાસપુસ્તકોમાં માર્કો પોલોના જેવું બીજું ભાગ્યે
શે. "પૂર્વદેશો"ના કલાકૌશલ, વ્હેપારરોજગાર, તથા રાજ્ય-
યવસ્થાથી, તેમના બાહ્ય દેખાવથી એક પરદેશી ભમતારામ
રીકે અને તેમની આન્તર નાડીઓથી એક વિશ્વાસુ મંત્રી
રીકે, તે વાકેફ થયો હતો. અનન્ત ખેતરો, મોટી વિશાળ
દીઓ, અને ઉદ્યોગી કસબી અસંખ્ય વસ્તીથી ઉત્પન્ન
તી, બજારો અને ચોકોમાં કોલાહલ ગજાવતી, ફુરજાઓ
પર હજાર વ્હાણોના કાફલા ભરતી, વજીફા દિવાનો મહેલો
ને દેવળોમાં ઝળકતી, ત્યાંની લખલૂટ દોલતથી તે ચકિત
યો હતો. અને ત્યાં ભરજુવાનીનાં વર્ષો ગાળેલાં એટલે
યાંના ભાતભાતના લોકો, તરેહવાર રિવાજો, વિચિત્ર
ાશ્રમો, અને એ સર્વને સમાસ દેતી શાન્ત, રમ્ય, નિર્વિકાર,
તિકાય, કેવલ સુખદાયી જણાતી પણ ક્વચિત્ ઘોર
હાકાલી બની ઘમસાણ વાળતી કુદરત ઉપર તે મોહ્યો
તો. એ બધાંનાં એની વાણીએ રચેલાં ચિત્રથી યુરોપને
પૂર્વદેશો" એક અદ્ભુત અને અત્યન્ત મનોહર નવી સૃષ્ટિ

ા લાગ્યા. લોભ, સાહસ, તાજુબી, વગેરે અનેક લાગણીઓ
રાઇ. અને ઉપર લખ્યા પ્રમાણે જે લક્ષ્ય રાજ-
પોના મગજમાં ગહન રાષ્ટ્રીય વિચારોથી ઊતરેલું, તે
ાન્ય લોકોના મગજમાં પોલોના વર્ણનથી જ ઊતરી ગયું.

એ લક્ષ્ય સિદ્ધ કરવાનાં સાધનો પણ ધીમેધીમે તૈયાર
હતાં. હોકાયંત્ર અને અક્ષમાપક (astrolate)ની શોધ
હતી. વેનિસ અને જિનોઆ વચ્ચે ભૂમધ્ય સમુદ્રના
મેત્વ માટે ચાલેલી લાંબી હરીફાઇથી વ્હાણવટીઓ
લ થયા હતા. સફરોનો શોખ વધ્યો હતો. જે એક
નાને મોટું સાહસ લાગે તે પરિચયથી બીજા ઝમાનાને
ારણ થઈ જાય, એ આપણો સ્વભાવ છે. હર્ક્યુલિસના
ભ મુકી વ્હાણો ધીમેધીમે ઍટલાન્ટિકમાં ડોકિયાં કરવા
ાં. એ સાગરના હોડાઓમાં નભી શકે એવાં મોટાં
મૂત બારકસો બંધાતાં, મડીરા અને કેનેરી ટાપુઓ
સફરો થવા લાગી. પોર્ટુગલનો રાજકુમાર હેન્રિ
૯૪–૧૪૬૦) આફ્રિકાનો પશ્ચિમ કિનારો પૂરેપૂરો ખેડવાનું
બાહોશીથી લઇ બેઠો. દરેક સફરે સેંકડો ગુલામો મળતા
મોટો અને પ્રત્યક્ષ લાભ પણ હતો. એ હરસાલ કાફલાઓ
લતો અને આખો દિવસ પોતે સાગ્રેસભૂશિર ઉપર
ની વેધશાલામાં ભૂગોલશાસ્ત્રીઓ ખગોલશાસ્ત્રીઓ અને
કો સાથે ગાળતો. જોતજોતામાં એની નોકરીમાં ઘણા
ગુ શાસ્ત્રીઓ અને ઘડાયેલા નાવિકો આવી રહ્યા, અને

શોધો ઝપાટાબંધ થવા લાગી. કોલમ્બસ (૧૪૩૬-૧૫૦૬) પણ બીજાઓની માફક પોર્ટુગલ આવ્યો. ઈ. સ. ૧૪૭૧માં પોર્ટુગલનો એક નાવિક ભૂમધ્યરેખા ઓળંગી આફ્રિકાને પશ્ચિમ કાંઠે દક્ષિણ તર્ફ ઘણી લાંબી સફર કરી આવ્યો, ત્યારે રાજા પાંચમા આલ્ફોન્સોને શક પડયો, કે "પૂર્વદેશો" લગી એ રસ્તે ન પ્હોંચાય, એ પ્રાચીન મન્તવ્ય કદાચ સાચું યે નીવડે. પ્રસિદ્ધ પંડિત તોસ્કાનેલ્લીને પૂછાવતાં તેણે સાફ જણાવ્યું કે એટલાન્ટિકને રસ્તે "પૂર્વદેશો" ઘણા નજીક હોવાનો સમ્ભવ છે. આ વિચાર કોલમ્બસનો પોતાનો મૂલથી કે તોસ્કાનેલ્લીનો તેણે અપનાવ્યો, એ નક્કી કહી શકાતું નથી, પણ ઈ. સ. ૧૪૭૩ થી એણે એટલાન્ટિક ઓળંગવાનો દૃઢ સંકલ્પ કર્યો અને તે પોર્ટુગલના દરબારને અને સ્પેનના દરબારને વળગ્યો. ઈ. સ. ૧૪૮૭ માં ડાયસે કેપઑફ ગુડ હોપની શોધ કરી પ્રાચીન મન્તવ્ય ખોટું પાડયાનું સાંભળ્યું ત્યારથી એની ધીરજ ઘટી ગઇ, અને આખરે ઇંગ્લાન્ડ અને ફ્રાન્સના રાજાઓની મદદ માગવા પોતાના ભાઇને આગળથી મોકલ્યો હતો ત્યાં જવાને તે સ્પેનથી કેવળ નિરાશ થઇને નીકળ્યો. એટલામાં ઈ. સ. ૧૪૯૨ ના જાનેવારીમાં મૂર લોકોની પૂરેપૂરી હાર થવાથી ફર્ડિનાન્ડ અને ઇસાબેલાના હાથ મોકળા થયા, અને તેમણે કોલમ્બસને પાછો તેડાવ્યો. અને સફરનાં સાધનો પૂરાં પાડવાનો જશ રાણી ઇસાબેલાને છે, જેણીનો પ્રવૃત્તિહેતુ

રાજ્યવિસ્તાર કે સમૃદ્ધિલાભ કરતાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાનો વધારે હતો. ઑગસ્ટની ત્રીજી તારીખે સ્પેનથી લંગર ઉપાડીને કોલમ્બસ સપ્ટેમ્બરમાં કૅનેરી ટાપુઓમાં આવ્યો; અને ત્યાંથી સીધો પશ્ચિમે જ સફર કરતો કરતો તે અક્ટોબરની બારમી તારીખે અમેરિકાની નવી દુનિયામાં બાહામા ટાપુઓમાં ઉતર્યો.

જે ઉત્કૃષ્ટ ગુણોના વિરલ સમુચ્ચયથી માણસ વીરપદનો અધિકારી થાય છે, તે કોલમ્બસમાં ઘણે ભાગે હતો. તેની ભવ્ય આકૃતિથી સામાન્ય માણસો દબાઇ જતા અને રાજાઓ પણ ક્ષોભ પામતા. તેના જિગરમાં ઉચ્ચ આશયો જ રમ્યા કરતા. સ્રષ્ટાએ તેને માણસોનો નેતા થવાને સર્જ્યો હતો. તેના સહવાસમાં આવનાર ઘણાખરા પોતપોતાની લાયકી પ્રમાણે, પ્રેરણાથી કે ભયથી, વિસ્મયથી, પૂજ્યભાવથી કે વિવેકજન્ય શ્રદ્ધાથી, તેની આજ્ઞામાં રહેતા. તે પરમ આગ્રહી હતો. એક અચલ નિશ્ચયની સિદ્ધિ માટે આખી ઝિંદગી ગાળતાં તેને બિલકુલ અંદેશો ન થયો. બીજા સાહસિક નાવિકોની માફક હરકોઇ લાંબી સફરે જવાની તેને પરવા ન હતી, તેમ તેમની ખ્યાતિની ઈર્ષ્યા ન હતી. એને તો એક જ દિશામાં સફર કરવી હતી. અને તે માટે સર્વ સામગ્રી ભરપૂર પૂરી પાડનાર સ્પેનનાં રાજારાણીનો પણ તેને મન પાડ ન વસ્યો. કારણકે એ સફરને પણ આ મહાપુરુષ માત્ર સાધનરૂપ ગણતો હતો. તેને “પૂર્વદેશો”

શોધવા હતા તે : કેવલ શોધની ખાતર નહીં કે સ્પેનની ખાતર નહીં; પરંતુ પોતાની જ સરદારી તળે લશ્કર જમાવીને નવી ક્રૂઝેડ માંડી જેરૂસલમ સર કરવાને પૂરતી દોલત મેળવવાને માટે. યુરોપી સરંજામ અને યુરોપી કવાયત સહવર્તમાન પૂરતું લશ્કર એક જ સેનાપતિની આપખુદ આણ તળે હોય તો જેરૂસલમ અને આસપાસનો પ્રદેશ જીતી લેવો મુશ્કેલ ન્હોતો, એ એનું દર્શન પણ વાસ્તવિક હતું. આવા અસાધારણ પુરુષના ચરિત્રનું નિરીક્ષણ કરતાં પૂજ્યભાવ સહજે થઇ આવે, પરંતુ સાથે દયા પણ આવ્યા વગર નથી રહેતી, એ આ વિચિત્ર દુનિયાની અવળાઇનો એક અચ્છો નમૂનો છે. એની ભરજુવાની ધક્કા ખાવામાં ગઇ, અને ઘડપણમાં ફ્રાન્સેકા જેવા કપટી સ્વાર્થી તુચ્છ અધિકારીઓએ એને ઘણોઘણો સતાવ્યો. વળી એનાં છેલ્લાં વર્ષોમાં એ બાહ્ય દુઃખો કરતાં પણ એને માનસિક વ્યથા ઘણી વધારે થઇ હશે. કેમ કે પોતે શોધેલા દેશોમાં એ એક પછી એક સફર કરતો ગયો અને તેમને માર્કો પોલો આદિએ વર્ણવેલા "પૂર્વદેશો" સાથે સરખાવતો ગયો, તેમતેમ પોતાની ક્રૂઝેડ આદરવાની આશા, જાણે આસ્માની આશા હોય એમ, દૂર દૂર હઠતી જણાતાં એને કેટલી વેદના થઇ હશે તે કોણ માપી શકે !



## ૩–ઉત્તર અમેરિકાનાં ઇંગ્લિશ સંસ્થાનો.

વેસ્પૂશિયસ, મેગેલન, વગેરેની સફરોથી કોલમ્બસે શોધેલો મુલક "પૂર્વદેશો"નો ભાગ નથી, પણ દુનિયાનો એક નવો ભાગ, "નવી દુનિયા" છે, "ચોથો ખંડ" છે, એમ ધીમે ધીમે જણાતું ગયું. બાલ્બોઆ, પિનેડા, કોરોનેડો, દ વાકા, દ સોટો, વગેરેના પ્રયાસોથી એ ખંડનો વિસ્તાર જણાતો ગયો. વળી પોર્ટુગલે આફ્રિકાની પ્રદક્ષિણા કરી શોધેલા "પૂર્વદેશો"માં નવે માર્ગે પ્હોંચવા સારુ વાયવ્ય દિશામાં વ્યર્થ સફરો થવા લાગી. એ કશી હકીકત નોંધવાનું અહીં પ્રયોજન નથી. સ્પેનના વિજયો તથા તેના સંસ્થાનોની તવારીખમાં ઊતરવાનું પણ પ્રયોજન નથી. અમેરિકા "પૂર્વદેશો"થી અલગ જણાયો તેથી યુરોપ નિરાશ ન થયો. "પૂર્વદેશો" બીજે માર્ગે જડ્યા જ હતા. અને અમેરિકાને "પૂર્વદેશો" ગણનાર ઝમાનો વીતી જતાં તે પછીનો ઝમાનો કોર્ટેઝ અને પિઝેરોની મેક્સિકોપીરુની જીતથી, સોનુંરૂપું મળવાની લાલચથી, અને નવી દુનિયાના ચમત્કારોથી જ અમેરિકા તર્ફ આકર્ષાતો થયો. વળી સોળમા સૈકામાં યુરોપમાં ગંભીર ફેરફારોનું એક નવું કારણ ઉત્પન્ન થયું. કોલમ્બસ હજી સ્પેનના રાજમહેલનાં પગથિયાં ભાંગતો હતો ત્યાં ઈ. સ. ૧૪૮૩ માં લૂથર જન્મ્યો. કોલમ્બસના મૃત્યુને આગલે વર્ષે નોક્સ તથા તે પછી ત્રણ વર્ષે કૅલ્વિન જન્મ્યો. પુનઃપ્રબોધકાલથી શરુ થયેલા વિચારપરિવર્તની

બોધમાં આ ત્રણ મહાપુરુષો રૂપ બીજથી સોળમી સદીના યુરોપમાં રેફ્રર્મેશન ( Reformation ) નામે જાણીતો ધર્મસુધારણાનો તરુવર ઊગ્યો અને ફેલાયો, જેની શાખા-પ્રશાખાઓથી પશ્ચિમ યુરોપનું આખું રાષ્ટ્રમંડલ ભેદાયું, અને અમેરિકાનું ભવિષ્ય પણ બદલાઇ ગયું.

સોળમા સૈકાની શરુવાતમાં રાજાધિરાજ મૅક્સિમિલિયનનો પૌત્ર સ્પેનના રાજા ફર્ડિનાન્ડનો દૌહિત્ર, ચાર્લ્સ યુરોપી રાજાઓમાં બલિષ્ઠ અને શ્રેષ્ઠ હતો. નવી દુનિયા, સ્પેન, સિસિલી, નેધર્લાન્ડ્સ, અને ઑસ્ટ્રિયાની ગાદીઓ એને વારસે મળી, વળી તે રાજાધિરાજ ( એમ્પરર Emperor ) ચૂંટાયો, એટલે આ બધી સત્તાની યોગ્ય સંહતિ વડે આખા પશ્ચિમ યુરોપનું સામ્રાજ્ય પોતાના વંશમાં પચાવી પડવાનો એને લોભ થયો. પુત્રપૌત્ર કેવા યે ઊઠે, એ તો છેક જ સટ્ટો છે!–એ સાદું સત્ય પણ સત્તાના પૂરમાં ડાહ્યામાં ડાહ્યા માણસો ભૂલી જાય છે! વળી સૅક્સની, બ્રૅન્ડન્બર્ગ, બ્રુન્સ્વિક, વગેરેના માંડલિકો પ્રોટેસ્ટન્ટ થવાથી ખુદ જર્મનીમાં અને ઇંગ્લાન્દ, સ્વિટ્ઝર્લાન્દ, વગેરે પ્રોટેસ્ટન્ટ થવાથી પશ્ચિમ યુરોપમાં રાજાધિરાજનું બલ ચાર્લ્સની કારકિર્દીગીમાં પણ ઘટી ગયું. ફ્રાન્સનો બળવાન રાજા એનો કટ્ટો શત્રુ હતો, અને તે પોતાની વસ્તીમાંના પ્રોટેસ્ટન્ટો ઉપર ઓછો જુલમ ગુજારતો નહીં, તથાપિ ચાર્લ્સની સામે ઊઠતા જર્મન આદિ પ્રોટેસ્ટન્ટ માંડલિકો અને રાજાઓને

તો હરવખત મદદ કરવી, એ જ એની રાજનીતિ (પૉલિસી policy) હતી. વળી **ચાર્લ્સ** પછી **સ્પેન**ની ગાદીએ ફિલિપ આવ્યો ત્યારે તેની સામે **નેધર્લાન્ડ્સ**ના પ્રૉટેસ્ટન્ટો ઊઠ્યા, તેમને જીતીને વશ કરવાના ફિલિપના બધા યે પ્રયત્ન ધૂળ મળ્યા, અને આ આન્તરવિગ્રહ કે સ્વાતંત્ર્યવિગ્રહ ચાળીશ વર્ષ લંબાયા પછી એના પુત્ર ત્રીજા ફિલિપને તેમનું સ્વાતંત્ર્ય સ્વીકારવું જ પડ્યું. આવી રીતે **મૂર** લોકો સામે સાત સૈકા વિગ્રહ ખેડીને ઈ. સ. ૧૪૯૨ માં પરવારેલું **સ્પેન** બીજાં પચાશ વર્ષ ન વીત્યાં ને વળી વિગ્રહોમાં પડ્યું, અને તેમાં તેની બધી શક્તિ રોકાઇ જવાથી **અમેરિકા**માં રાષ્ટ્રવિસ્તાર કરવામાં મંદ પડી ગયું.

**સ્પેન**ની હાનિથી ઇંગ્લાન્ડને લાભ થયો તે પણ કેટલેક અંશે રેફ્મેંશનને લીધે. ઇ. સ. ૧૪૯૭માં ઇંગ્લાન્ડના સાતમા હેન્રિએ મોકલેલો કેબટ નામે નાવિક ન્યુફાઉંડલાન્ડની ભાળ લાવેલો. પણ તે સમયે ઇંગ્લાન્ડ **સ્પેન**નું મિત્ર હતું, એટલે ત્યાં આગળ દર ઉન્હાળે **નૉર્થસી** (ઉત્તર સમુદ્ર)ને કાંઠે આવેલા દેશોના માછીઓ જવા લાગ્યા, તે ઉપરાંત એ શોધનું ફલ થયું નહીં. પછી આઠમા **હેન્રિ**એ પોતાની પહેલી રાણી **સ્પેન**કુંવરી **કૅથરીન**નો ત્યાગ કર્યો તથા દેશની ધર્મસંસ્થા ફેરવી નાખી **પ્રૉટેસ્ટન્ટ** કરી, એટલે **સ્પેન**-ઇંગ્લાન્ડ વચ્ચે વૈમનસ્ય શરુ થયું તે વધતું જ ગયું. વચ્ચે થોડાં વર્ષ **હેન્રિ** અને **કૅથરીન**ની પુત્રી **મેરી** રાણીએ

ધર્મસંસ્થા પાછી અસલ પ્રમાણે ફેરવી નાખી સ્પેનના બીજા ફિલિપ સાથે લગ્ન પણ કર્યું. વળી તેણે ઇંગ્લાન્ડ વટલી ગયું હતું તે પાપ ધોવાને તેમ પુત્ર થવા માટે ઈશ્વરને પ્રસન્ન કરવા સારુ પુત્રેષ્ટિ કર્યો !–ઘણા પ્રૉટેસ્ટન્ટોનું અગ્નિદેવને બલિદાન દીધું ! આ પુરાગંડુ ( reactionary રીઍકશનરી ) જુલમથી વસ્તીમાં રોમ સામે રોમન કૅથલિક ધર્મ સામે અને ખાસ સ્પેન સામે ત્રાસ છૂટચો, અને પ્રૉટેસ્ટન્ટ ઇલિઝાબેથ ગાદીએ આવતાં, સ્પેન સામે હાલતાંચાલતાં અને યેનકેનપ્રકારે અદાવતની નીતિ લોકોએ હદાગ્રહથી ઉપાડી લીધી. સ્પેન અને રોમનકૅથલિકોએ સ્કૉટલાન્દની રાણી મેરીને ઇંગ્લાન્દની પણ રાણી બનાવવાને ઉઘાડા અને છૂપા સીધા અને આડકતરા પ્રયત્નો, નીતિઅનીતિના તમામ બન્ધનોને બાજુએ રાખીને, કર્યા જ કર્યા, તેમ તેમ આ વૈરાગ્નિમાં ઘી હોમાતું ગયું. અંગ્રેજ નાવિકો સ્પેન અમેરિકા વચ્ચે જતાંઆવતાં સ્પેનનાં વ્હાણોને લૂટવારંજાડવાનો ધંધો જ લઇ બેઠા. લૂટના જેવી ચેપી પ્રવૃત્તિ કદાચ સટ્ટા અને દ્યૂતની પણ નહીં હશે. વળી મોટા દ્રવ્યલાભની લાલચ સાથે સફરનું સાહસ, લડાઇનો આવેશ, ધર્મની ઝનૂન, દેશપ્રીતિ, રાણી પ્રતિ વફાદારી, તથા બલવાન કૂડકપટખોર અને લગભગ રાક્ષસી દુશ્મન સામે ખુન્નસ, એવાએવા રાજસી જુસ્સાઓ તેમ જ નીડરતા, કૌશલ, યુક્તિચાતુર્ય, શિરસાટેની વીરતા વગેરે કલ્પનાહર ગુણોનો સંકર તેમનામાં મૂર્ત થયેલો લાગવાથી, આ જલચોરો

ઇંગ્લાન્દને મૂછના બાલ થઇ પડયા, અને તેમનો વર્ગ પાક્ષિક ભરતીના જુવાળ પેઠે વધતો ગયો. ઉત્તર અમેરિકાના એકાદ અજાણ્યા જેવા બંદરમાં થાણું જમાવાય તો મેક્સિકોના અખાતમાંથી નીકળતાં સ્પેનનાં જહાજોની સામે ખૂબ ફાવિયે, એમ ફ્રૉબિશર, ગિલ્બર્ટ, અને ડ્રેક જેવા બાહોશ આગેવાનોએ સ્પષ્ટ જોઇ લીધું. તે ઉપરાંત રાષ્ટ્રીય લાભ પણ વિચારીને ત્યાં સ્થાયી સંસ્થાન રોપવાનો નિશ્ચય કર્યો, તથા માત્ર માનસિક નિશ્ચયથી આગળ વધીને તે પાર પાડવાના પ્રયત્નોમાં પ્હેલ કરી, સોળમા સૈકાના ઇંગ્લાન્દની તેજોમય પ્રતિમા રૂપ, પચરંગી પ્રતિભાના સર ઉવૉલ્ટર* રાલીએ. ઈ. સ. ૧૫૮૪ માં તેણે ન્યુફૌંડલાન્દ અને ફ્લોરિડા વચ્ચે આવેલા કોઇ પણ પ્રદેશમાં સંસ્થાનો સ્થાપવાનો રાણી પાસેથી પટ્ટો મેળવ્યો. આવા પટ્ટા ચિતરી આપવાનો ઇલિઝાબેથને કેવો અને કેટલોક અધિકાર હતો એવા એવા સવાલ ઇંગ્લાન્દના ઇતિહાસના આ પ્રકરણમાં પૂછવા જ નહીં: અને એ પટ્ટાને આધારે સાચે જ સંસ્થાનો સ્થાપવાને એ કાંઠા ઉપર સંસ્થાનિકો ઊતારવા અને તેમનાં સ્થાયી થાણાં જમાવવાની પાછળ રાલીએ પછીનાં વર્ષોમાં લાખ્ખો રૂપિયા ખર્ચી નાખ્યા. આ એની જિકરની

* ઇંગ્લિશ w શબ્દનો પ્રથમાક્ષર હોય અને એના પછી સ્વર હોય ત્યારે એનો ઉચ્ચાર આપણી લિપિમાં ઉવ્‌થી જ દર્શાવાય, પણ બધે સ્થળે એ પ્રમાણે જોડણી કરવી ફાવતી નથી.

હાંસી કરનારા વ્યવહારડાહ્યાઓને એ રોકડું પરખાવતો, જે એ માતબર પ્રદેશમાં અંગ્રેજી વસવાટ અને ધણધાન્યસમૃદ્ધ ગામડાં હું જ ત્હમને દેખાડી આપીશ. પ્હેલા જેમ્સે સ્પેનને સંતોષવા એનો શિરચ્છેદ કર્યો તે આગમચ પણ આ પ્રાચેતસ વાણી ખરી પડી હતી. અને ઉત્તર અમેરિકામાં પ્હેલું સ્થાયી અંગ્રેજી સંસ્થાન સ્થાપવાનો જશ જો કે બીજાઓ ખાટી ગયા, તોપણ એ પ્રદેશની રસાળ જમીન વિચિત્ર વનસ્પતિ સાગરોપમ નદીઓ આદિની ખરી માહિતી અંગ્રેજોને એના એળે ગયેલા પ્રયાસો દ્વારા જ પ્હેલી મળેલી. ત્યાં સોનારૂપાની ચંચલ અથચ જડતોત્પાદક લક્ષ્મીના નહીં પણ ભોંયભાઠાની (સ્થાયી અઢળક લાભ મેળવવાની) મહેચ્છા પણ એ પ્રયાસોના અહેવાલો અને અનુભવોથી જ ઉત્પન્ન થયેલી.

"ટ્યૂડરવંશની છેલ્લી રાણી ઇલિઝાબેથ અને સ્ટુવર્ટ વંશના પ્હેલા જેમ્સના વખતમાં એક દાયકાની અંદર, અંગ્રેજ વ્હેપારીઓની બે કમ્પનીઓને બે પટ્ટા અપાયા. પ્હેલી (ઇસ્ટ ઇન્ડિયા) કમ્પનીમાંથી હિન્દી બ્રિટિશ સલ્તનત પ્રસવી અને બીજીમાંથી ઉત્તર અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટ્સ. ઇતિહાસમાં ઇંગ્લાન્ડે બીજું કંઇ ન કર્યું હોત તોપણ આ બે પટ્ટાથી જે કાર્યોનો આરમ્ભ થયો, તે એની કીર્તિ અમર રાખવાને બસ છે." એ બીજી કંપનીનું નામ લન્ડન કમ્પની. તેણે ઇ. સ. ૧૬૦૭માં ત્રણ વ્હાણ ભરીને

સંસ્થાનિકો મોકલ્યા, જેઓએ ચેસાપીક નદીના મુખ આગળ ઊતરી જેમ્સટાઉન નામે ગામ વસાવ્યું. પ્હેલાં ત્રણચાર વર્ષ આ રોપો જડ પકડશે એવો થોડો જ સમ્ભવ હતો. પણ પછી હરસાલ સેંકડો સંસ્થાનિકો આવવા લાગ્યા, ખેડાણ ભોંય વધતી ગઇ, અને થોડા વખતમાં વર્જીનિયાની વસ્તી અને સમૃદ્ધિ ઘણી થઇ પડી. ઇ. સ. ૧૬૧૯માં પ્રથમ મળેલી ત્યાંની પ્રતિનિધિસભામાં અગિયાર ગામના બાવીશ વડેરા ( એલ્ડર્સ elders–પ્રતિનિધિઓ representatives ) હાજર થયા. સંસ્થાન આમ જોતજોતામાં આબાદ થયું તમાકુની ખેડથી. ઈ. સ. ૧૬૨૦માં એક હજાર મણ તમાકુ ત્યાંથી ઇંગ્લાન્ડ ન્હડેલો. આ નિકાસ ઝપાટાબંધ વધતો ગયો, અને સંસ્થાના સ્થાનિક વ્હેપારવ્હેવારમાં પણ તમાકુ અગત્યનો થઇ પડયો. વર્ષો સુધી ત્યાં તમાકુના પડાનું જ નાણાને ઠેકાણે ચલણ રહ્યું. સંસ્થાની સામાજિક ઘટના પણ તમાકુની ખેડને અનુકૂલ પડે એવી બંધાતી ગઇ. તમાકુથી ખેતરોનો કસ થોડા જ વર્ષમાં ચૂસાઇ જાય છે, એટલે સંસ્થાનિકો દરિયાકાંઠા આગળથી અંદરના ભાગમાં રસાળ પડતર જમીનો મેળવવાની ખાતર ત્યાંની ઊંડી નદીઓને કાંઠેકાંઠે ફેલાતા ગયા. ગામો મોટાં થવાને બદલે અને વસ્તી એકસરખી પથરાવાને બદલે, ચોતરફના વગડામાં આઘેઆઘે વેરાયલી, નદીની સજીવન દોરીમાં પરોવેલા છૂટાછવાયા મણકા જેવી, તમાકુની વાડીઓ વધતી ગઇ. વસ્તી પણ ચાતુર્વર્ણ્યમાં

વ્હેંચાતી વધી. અધમ વર્ગ આફ્રિકાના હબશી ગુલામોનો. ઈ. સ. ૧૬૧૯માં પ્રથમ વીશ ગુલામો ત્યાં આવ્યા, પછી તમાકુની ખેડમાં મજૂરી એ લોકને માથે જ લાદવાની ફાવી જતાં એમની ખરીદ વધી પડી, અને જોતજોતામાં તેઓ વસ્તીના પ્રમાણમાં ઘણા થઇ ગયા. એથી ચ્હડતી પંક્તિનો વર્ગ ગોરા મજૂરોનો, જેમની સ્થિતિ લગભગ હબશીઓના જેવી જ હાલહવાલ રહેતી. લાંબી મુદત લગી મજૂરી કરવાની બોલીએ તાલેવર સંસ્થાનિકો તેમને–આ " ગિરમિટિયા "ને* ઇંગ્લાન્ડથી ઢોર હોય એમ જ–આટલી કીંમતે આટલાં " માથાં " ( heads )–ખરીદી આણતા, અને એ વેઠિયાની દશામાંથી તેઓ ભાગ્યે મુક્ત થઇ શકતા. ત્રીજો વર્ગ ગરીબ ખેડુતો અને પરચુરણ ફેરિયાનો હતો. અને આવી સરલ સમાજ ઘટનામાં ઉત્તમાંગને સ્થલે અનેક ગુલામો અને વિસ્તીર્ણ વાડીવજીફાના માલિક જમીનદારો હતા. તમાકુની ખેતી મોટે પાયે કરવી વધારે ફાવે છે, તેમ સંસ્થાનિકોને પોતાને ખર્ચે અને જોખમે આણી વસાવનારને માથાદીઠ કેટલીક જમીન ઇનામી આપવાનો કાયદો કરેલો, એટલે નવા સંસ્થાનની પ્રતિકૂલ પરિસ્થિતિમાં પણ આવો અમીરવર્ગ પ્હેલથી ઉત્પન્ન થયો. ઇંગ્લાન્ડના જમીનદારો ( country gentry કન્ટ્રિ જેન્ટ્રિ )ના કેટલાક સારાંનરતાં લક્ષણ આ

* "ગિરમિટ" શબ્દ અંગ્રેજી agreement (એગ્રીમેંટ)= કરારનામાનો અપભ્રંશ છે.

વર્ગમાં પણ ઓધે ઊતર્યા. અને સંસ્થાનોના ઇતિહાસમાં બે સૈકા સુધી યુદ્ધ તથા રાજ્યપ્રકરણમાં નેતાઓમાંના ઘણા આ વર્જીનિયાના તમાકુના વાડીવજીફાઓના જમીનદારો હતા.

વર્જીનિયાની વસ્તી ઇંગ્લાન્ડ તર્ફ વફાદાર હતી. ઇંગ્લાન્ડમાં રાજા પ્હેલા ચાર્લ્સ તથા લાંબી પાર્લમેન્ટ (the Long Parliament) વચ્ચે વિરોધ ચાલ્યો તે દરમિયાન વર્જીનયા રાજાના પક્ષમાં હતું. ચાર્લ્સના શિરચ્છેદ પછી હજારો કેવેલીયરો (cavaliers) અહીં આવી વસ્યા, અને હાકિમ (ગવર્નર Governor) બાર્કલીએ ઇંગ્લાન્ડની ગાદીના હક્કદાર વારસ ચાર્લ્સને વર્જીનિયા પાવન કરીને ગાદી સ્થાપવા ઘણીઘણી આજીજી કરેલી. ઈ. સ. ૧૬૫૦માં વર્જીનિયાની વસ્તી પંદર હજાર હતી, તે વધીને વીશ વર્ષમાં ચાળીશ હજાર, અને સત્તરમો સૈકો પૂરો થતાં લગભગ એક લાખની થઇ ગઇ.

વર્જીનિયામાં ધર્મસંસ્થા ઇંગ્લાન્ડની જ હતી, એટલે રોમન કેથલિક પન્થીઓનો ત્યાં સમાસ ન થયો. એમને માટે લોર્ડ બૅલ્ટિમોરે ઈ. સ. ૧૬૩૪માં પોટોમેક અને સસ્કિવહાના નદીઓના મુખની આસપાસ ચાર્લ્સની રાણી ફ્રાન્સકુંવરી મેરિયાના નામ ઉપરથી મેરીલાન્ડ નામે સંસ્થાન સ્થાપ્યું. તેણે ધર્મના બાબમાં સર્વ પન્થો તર્ફ સમદષ્ટિ રાખવાનો કાયદો બાંધ્યો. પરંતુ એ ઝનૂની સૈકામાં પરિણામ એ જ થયું કે સંસ્થાનમાં બારપંદર વર્ષમાં જૂદાજૂદા પ્રોટેસ્ટંટ

પન્થોની વસ્તી વધી ગઇ. પ્હેલા ચાર્લ્સના શિરચ્છેદ પછી ઇંગ્લાન્દમાં રાજગાદી અને ઇલિઝાબેથે સ્થાપેલું ધર્મબન્ધારણ ( Established Church એસ્ટાબ્લિશ્ડ ચર્ચ ) સાથે ઊંધાં વળ્યાં, તે વખતે સંસ્થાનનું બન્ધારણ પણ આ પન્થીઓએ પટકાવી પાડ્યું, અને કાયદાઓ ફેરવી નાખી મેરીલાન્દને પ્યુરિટન ( puritan ) સંસ્થાન બનાવી દીધું. એમણે બીજા પન્થના લોકોની સતાવણી કરવામાં બાકી જ રાખી નહીં અને સંસ્થાનમાં ધર્મઝનૂનનો કેર વર્ત્યો. આવો ક્રૂર અને આંધળો અમલ દશ વર્ષ જ ચાલ્યો. ઈ. સ. ૧૬૬૦ માં ઇંગ્લાન્દમાં રાજગાદી અને ધર્મબન્ધારણની પુનઃસ્થાપના ( Restoration ) થતાં, મેરીલાન્દ પાછું લોર્ડ બૅલ્ટિમોરના વંશજના હાથમાં આવ્યું, તેણે જૂના કાયદા પાછા દાખલ કર્યા. પછી બન્ને પક્ષની કટ્ટી દુશ્મનાવટને લીધે પ્રસંગોપાત્ત મારામારી થયા કરી અને બેત્રણ વખત સંસ્થાનને અંધાધુંધીનો પણ અનુભવ થયો. આખરે ઈ. સ. ૧૬૯૧ માં ઇંગ્લાન્દના ત્રીજા ઉવિલિયમે બૅલ્ટિમોરના વંશજને અમુક વર્ષાસન ઠરાવી સંસ્થાન રાજ્યને તાબે લઇ લીધું અને તેમાં ઇંગ્લાન્દની ધર્મસંસ્થા દાખલ કરી. આ સમયે એની વસ્તી ગોરા અને ગુલામો મળીને પચીશેક હજાર હશે.

આપણા લોકો ઇતિહાસનો વિષય ફિલસુફીથી ઊતરતો ગણે છે, ઇતિહાસનું સ્વરૂપ કે તેની કીંમત સમઝતા નથી, તત્ત્વબોધ અને તત્ત્વકસોટી માટે ઇતિહાસની પ્રત્યક્ષ નક્કર

સૃષ્ટિ (concrete material world) કેટલી બધી ઉપયોગી છે તે નથી જાણતા, અને પ્રજ્ઞા અન્તર્દષ્ટિમાં લીન થઇને કેવલ સ્વપ્ન જેવાં તર્કજાલ સર્જે, તેને જ વળગી રહે છે. ખરી વાત તો એ છે કે આપણાં દર્શનો ઐતિહાસિક નેત્ર વિનાનાં હોઇ કાણાં છે, ચરાચરનો મુખ્ય ભાગ કે તેનું મહત્ત્વ યથાવત્ જોઇ શકતાં નથી, અને જે કંઈ જોઇ શકે છે તેનું તારતમ્ય પણ, અખિલ વસ્તુ જોયેલી જ નહીં એટલે બરાબર ઊકેલી શકતાં નથી. અમુક વિચારબીજ માનવ પ્રવૃત્તિ–અનુભવના કોઇએક પ્રદેશમાં ફૂટી નીકળતાં ત્યાં અમુક ફ્લ પકવે છે એટલું જ નહીં પણ બીજા પ્રદેશોમાં પ્રવેશે છે, કયા પ્રદેશમાં સંચરશે કયામાં નહીં તે અનુભવ વગર કળી શકાતું નથી, અથચ સર્વત્ર તે એક જ જાતનાં ફ્લ પકવે એમ પણ નથી બનતું. ત્યારે સર્વે ફ્લોમાંથી ક્યાંક્યાં કેટકેટલાં શા કારણથી ઇષ્ટ ગણાય એ બધું અનુભવને ચશ્મે તપાસી જોતાં મૂલ વિચાર કેટલો વાસ્તવિક અને હિતકર, કેટલો અન્યથા, તે જેવું તરી આવે છે, તેવું આંખો મીચીને સૂક્ષ્માતિસૂક્ષ્મ તર્ક કરનાર મહાફિલસુફને પણ માલુમ પડી શકે નહીં. બેશક આવા ઐતિહાસિક સંશોધનનું કાર્ય એટલું તો વિકટ અને અગાધ છે કે માનવ બુદ્ધિ, ઉદ્યોગ, ઊજમ, શ્રદ્ધા, સર્વે ઘણી વાર હારી જાય છે, "કંઇ ચોકસ કહેવાય નહીં"–એ જ નિરાશાજનક પરિણામ ઘણી યે વાર આવે છેઃ અથવા તો, બે એકસરખા કાબેલ અને તટસ્થ

સંશોધકમાંથી એક જે અનુમાન સિદ્ધ ગણે તેથી ઉલટું જ બીજો સિદ્ધ ગણે, એમ ઘણી યે વાર બને છે.* પ્રોટેસ્ટન્ટ અને રોમનકેથલિક વચ્ચેનો ઝગડો ગરમનરમ પાંચ સૈકાથી વધારે સમય ચાલ્યો છે, તથાપિ યુરોપી વિચારકોને હજી પણ તેનો તાગ લાધ્યો નથી. અને એ ઝગડાઓનો ઇતિહાસ, પ્રોટેસ્ટન્ટોનો એક અને રોમન કેથલિકોનો બીજો, એમ આજ લગી તો યુરોપમાં પણ ચાલ્યા કરે છે. સરલ વિશ્વાસુઓ વેદિયા પંડિતો અને અન્ધ અનુયાયીઓ ધારે છે તે કરતાં દુનિયામાં આંટીઘૂંટીઓ વધારે છે, વમળો અને ભૂલભૂલામણીઓ પણ સારી પેઠે છે, અને બધું જ ઊકલે નહીં, સર્વજ્ઞ થવાય નહીં, ત્યાં લગી કંઇ નથી કરવું, એવા કિંકર્તવ્યમૂઢે આપઘાત જ કરવો પડે ખચિત જ.

લુથરે કેટલીક ગંધાતી બદીઓ સામે ઝુંડો ઊઠાવ્યો. અને મહાપુરુષ એટલે રોમનકેથલિક સંઘની અતુલ સત્તાથી યે ચંપાયો નહીં. એના શિષ્યશાગિર્દોએ નવો પન્થ જમાવ્યો. રાજાઓ અને માંડલિકોથી માંડીને નિશ્કિંચન સ્થિતિના લોક સુધી ઘણા રોમથી વિમુખ બનીને એને પગલે ચાલ્યા. એ પન્થે ઘણા જૂના સિદ્ધાન્ત અને રવૈયા ધોળી પીધા અને નવા પ્રવર્તાવ્યા. એ બધી નવીનતાઓને એક વિચારતન્તુએ બાંધી નવા આચારવિચારમાં ધોરણસર એકવાક્યતા

* પરંતુ શુદ્ધ ફિલસુફીના પ્રદેશમાં ય તે માનવ બુદ્ધિએ એકવાક્યતા ક્યાં ઉપજાવી છે જો!

સ્થાપવાની ફરજ પડી, ત્યારે બાઇબલમાં લખ્યો હોય તે જ ધર્મ, પોપ નહીં, ગુરુ નહીં, સંઘ નહીં, ઇતિહાસ સ્મૃતિ નહીં, પ્રણાલિકા નહીં, રૂઢિ નહીં, બાઇબલમાં લખ્યો હોય તે જ ધર્મ, અને બાઇબલમાં શું લખ્યું છે એ સવાલના નિર્ણયને માટે તર્ક એ જ એક સાધન,–એથી વધારે વ્યાપક, વધારે સાદું, વધારે સ્વયંપ્રકાશ ધોરણ વા સર્વનિર્ણાયક સૂત્ર જડયું પણ નહીં. વારુ: આ બાઇબલ એટલે કયો ગ્રન્થ? પાંચ સૈકાના સતત સંશોધન અને શાસ્ત્રીય અભ્યાસ અન્તે આજે આપણે બાઇબલના જૂના અને નવા બંને કાંડના* પ્રકરણે પ્રકરણ વિશે ઘણાંઘણાં લક્ષણો નિર્વિવાદ સ્થાપી શક્યા છિયે; અને તેથી ગમે તે પાનું ઉઘાડતાં આપણે કહી શકિયે છિયે, આ માત્ર કવિતા છે, આ બનાવ પછી ચાળીશ વર્ષે તો આ ચારસો વર્ષે કરેલી નોંધ છે, આ સંવાદ છે, આ ઉત્તેજક ભાષણ છે, આ પ્રશસ્તિ છે, આ દલીલ છે, આ કલ્પિત છે, આ જૂનો વ્હેમ માત્ર છે, અહીં કેટલુંક ત્રુટે છે, આ સાક્ષી આમ કહે તે કુદરતી છે, વગેરે, વગેરે. એટલે અત્યારે આપણે પ્રોટેસ્ટન્ટવાદના સર્વનિર્ણાયક સૂત્રને વળગીને પણ ઘણો પ્રકાશ મેળવી શકિયે છિયે, જે લૂથર અને તેના અનુયાયીઓને ઝમાનાઓ લગી અપ્રાપ્ય હતો. બાઇબલની આસપાસનું યાહુદી, મિસરી, ગ્રીક,

---

* જુનો કાંડ Old Testament (ઓલ્ડ ટેસ્ટમેન્ટ); નવો કાંડ New (ન્યુ) Testament.

નીઓ-પ્લેટૉનિક, એવું ઘણું સાહિત્ય આજે આપણે જાણિયે છિયે, જે તેનાતેના સમકાલીન બાઇબલના અંશો ઉપર પ્રકાશ અને છાયા બે ય સારી પેઠે પાડી રહે છે. આ સર્વ પણ લૂથર અને તેના અનુયાયીઓને ઝમાનાઓ લગી અપ્રાપ્ય હતું. લૂથરનું બાઇબલ, આદિપ્રૉટેસ્ટન્ટોનું બાઇબલ, એટલે સોએ નવ્વાણ્ વસા રોમન કૅથલિક પન્થે સ્વીકારેલું, તે જ બાઇબલ. આમ આ બંડખોરો પ્રણાલિકાભંગના ઝુંડાધારી, તો ય તેમના આચારવિચારમાં પ્રણાલિકાનો નછૂટકે સ્વીકાર પણ ગર્ભિત હતો જ. વળી જૂના અને નવા કાંડ વચ્ચે આજે કોઇ પણ સુશિક્ષિત માણસ તફાવત જાણે છે, કે ખ્રિસ્તી ધર્મનો પ્રસ્થાનગ્રન્થ તો નવો કાંડ, જૂનો લેશ પણ નહીં, એટલો વિવેક આદિપ્રૉટેસ્ટન્ટોમાં હતો નહીં.

આવાં આવાં કારણથી સમય વ્હેતો ગયો તેમ લૂથરના પન્થથી અસન્તુષ્ટ પ્રૉટેસ્ટન્ટો પણ વધારે વધારે પાકતા ગયા, અને તેઓ આદિપ્રૉટેસ્ટન્ટોથી તેમ પોતપોતામાં એકબીજાથી જૂદાંજૂદાં કુંડાળાં રચતા ગયા. પરમ્પરાગત ધર્મની સારાસારતા વિશે બુદ્ધિવ્યાપારે નિર્ણય શોધવાનો આરમ્ભ થયો, જૂદેજૂદે સમયે જૂદીજૂદી સમાજઘટનામાં અને જૂદીજૂદી શૈલીએ રચાયેલાં હોવાથી અનેકાનેક રીતે પરસ્પર વિસમ્વાદી એવાં પુસ્તકોનો બાઇબલ જેવો એક સંગ્રહ આખો ય પ્રમાણ તરીકે સ્થપાયો, અને આ પ્રમાણ-ગ્રન્થને જૂદીજૂદી બુદ્ધિઓ જૂદીજૂદી રીતે વાંચવા લાગી,

તથા વૈયક્તિક આત્મનિર્ણય ( self-determination )ના "હક્ક" બજાવવા લાગી, તેનો અનિવાર્ય પરિણામ એ જ આવ્યો, કે ખ્રિસ્તીધર્મના અનેકાનેક ફાંટા પડી ગયા. એટલું જ નહીં પણ ધર્મપ્રદેશમાં જૂના આચારવિચારને કેવલ બેડીરૂપ માનીને ફેંકી દેનારા આ માથાફરેલ લોકે રાજ્ય અને સંસારના પ્રદેશોમાં પણ જૂના વહીવટને લાત મારીને ઊડાવી દીધો. રેફર્મેશનમાંથી ફૂટી નીકળેલા નવા અને ચેપી વિચારો વ્યવહારમાં કેટલીક વેળા કેવાં ઘોર રૂપ ધારણ કરી શકે, તેનું પ્રથમ દર્શન જિનીવામાં કૅલ્વિનની કારકર્દિગીમાં થયું. (ઈ. સ. ૧૫૪૧–૬૪). પછી એ જ સૈકામાં સ્કૉટલાન્દની રાણી મેરી સામે, સત્તરમા સૈકામાં ઇંગ્લાન્દના રાજા ચાર્લ્સ સામે, અઢારમા સૈકામાં ફ્રાન્સના રાજા સોળમા લુઇ સામે, એમ જે વિજયી બંડો થયાં તેનાં કારણો તપાસતાં, તેમાં રેફર્મેશને આરમ્ભેલા વિચારમન્થનમાંથી કોઇકોઇ વાર કોઇકોઇ સ્થલે કુદરત, ન્યાય, હક્કની અને સ્વતંત્રતાની પવિત્ર પરંતુ અસ્ફુટ ભાવનાઓને નામે ફાટી નીકળતા નિરંકુશ સ્વચ્છન્દી-પણા (license લાઇસેન્સ)ને ગણવું પણ પ્રાપ્ત થાય છે. *

---

* આત્મનિર્ણય, સ્વાતંત્ર્ય સમાનતા અને બન્ધુભાવની ત્રિપુટી, આદિ અમૂર્ત ભાવનાઓ અપાત્રોના હાથમાં રાષ્ટ્રવિઘાતક અને વ્યુત્ક્રાન્તિકારક નીવડે, એ મ્હારી પ્રતીતિ ઈ. સ. ૧૮૮૬–૭માં આ બધો ઇતિહાસભાગ પ્રથમ જોયેલો અને પેઇન તેમ બર્કના ગ્રન્થો પ્રથમ વાંચેલા ત્યારથી દૃઢ બંધાઇ ગઇ; ઈ. સ. ૧૮૯૫માં

એ ચેપી વિષ ઉત્તર અમેરિકાના ઇંગ્લિશ સંસ્થાનોમાં પણ પ્રસર્યા વગર રહ્યું નહીં, તે તો ઉપર આપેલી મેરીલાન્ડની અતિટૂંકી હકીકતથી પણ સ્પષ્ટ જણાઇ રહે છે. હવે જે સ્થલે તેનો અત્યન્ત જમાવ થયો અને જ્યાંથી ઊભરાઇને તે બીજાં સંસ્થાનોમાં ફેલાતું ગયું, તે ન્યૂઇંગ્લાન્ડ નામના પ્રદેશમાં આવેલાં સંસ્થાનોની હકીકત પણ થોડામાં જોઇ લઇયે.

ઈ.સ. ૧૬૦૮માં ઇન્ડિપેન્ડન્ટ પન્થ (Independents) ના અંગ્રેજોનો એક સંઘ સ્વદેશ ત્યજી હોલાન્ડ જઇ વસ્યો. અને ત્યાં પણ ન સમાયો, તે ડિસેમ્બર ૧૬૨૦માં ઉત્તર

---

આ લખ્યું તે જ રૂપમાં આજે હું એ રાજસી ધૂમાડિયા ભાવનાઓ વિશે બેશક લખું નહીં, પરંતુ ઈ. સ. ૧૮૯૫થી આજ ઈ. સ. ૧૯૨૭ લગીના અનુભવ, અભ્યાસ, ફિલસુફીનો ખાસ અભ્યાસ, દુનિયાના અર્વાચીન ઇતિહાસના બનાવો આદિના નિરીક્ષણ, કે એ સર્વથી સ્ફુરતા મનન વડે, આ મ્હારા વ્યુત્ક્રાન્તિવિરોધી વલણમાં મુદ્દાનો ફેરફાર થયો નથી. ઊંડી પ્રતીતિઓ અને ઊંડા વલણ કેટલીકવાર એવાં તો બંધાઇ જાય છે કે પ્રકૃતિની માફક એ પણ ચાવદાયુ ટકે છે, એ માનસશાસ્ત્રી સિદ્ધાન્ત જાણીતો છે. ઉલટ પક્ષે આખા વિચારસમૂહમાં વ્યુત્ક્રાન્તિ થઇ જાય એવા દાખલા પણ બને છે. માણુસ પોતાનો ધર્મ જ બદલી નાખે એવી વ્યુત્ક્રાન્તિમાં કોઇકોઇ વાર કોઇ અત્યન્ત ઊંડો અને અસહ્ય અંગત અનુભવ હોય છે. અને એવો મૌલિક (radical રૅડિકલ) અનુભવ માણુસની પ્રકૃતિ ઘડાતી હોય તે નિર્ણાયક વર્ષો દરમિયાન થવો, ન થવો, એ વસ્તુ કેવલ સંજોગાધીન છે.

અમેરિકા આવ્યો. પચીશ વર્ષમાં પ્લિમથ અને તેની આસપાસ બીજાં સાત ગામ વસ્યાં. વળી ઈ. સ. ૧૬૨૮માં આના પાડોશમાં ઇંગ્લાન્દના કેટલાક પ્યૂરિટન અમીરોએ એક પટ્ટો મેળવી મૅસ્સચ્યૂસેટ્સનું સંસ્થાન સ્થાપ્યું. અહીં સંસ્થાનિકો પ્હેલેથી મોટી સંખ્યામાં આવવા લાગ્યા અને તેઓમાં મધ્યમ અને શિષ્ટ વર્ગના "ગૃહસ્થ ( gentleman જેન્ટલમેન)" લોક ઘણા હતા. પાંચ વર્ષ ન થયાં ને એમણે પોત પ્રકાશ્યું: ઈ. સ. ૧૬૩૪માં ઇંગ્લાન્દની પ્રિવી કાઉન્સિલે (Privy council) એમનો પટ્ટો જોવા માગ્યો કે એમણે તેના જવાબમાં બંડ અને લડાઇની તૈયારીઓ કરવા માંડી, તથા ઇંગ્લાન્દના તાજ અને રાજકુલને વફાદાર રહેવાના સોગન્દ લેવાનો કાયદો હતો તે ફેરવી સંસ્થાનને વફાદારીના સોગન્દ લેવાનું ઠરાવ્યું. પછી થોડા જ વખતમાં ઇંગ્લાન્દમાં રાજ્યવિપ્લવ શરૂ થઇ જતાં આ વાત વીસારે પડી.

રાજ્યની ધર્મઘટના પોતાને માન્ય ન હોય ત્યારે આત્મરક્ષણ માટે મતાન્તરક્ષમાની છૂટ માગનારા આ લોક પોતાના અમલ દરમિયાન એ છૂટ બીજાને આપવાના અખાડા જ કરતા. રોમન કૅથલિક અને કોઇ પણ પ્રોટેસ્ટન્ટ પન્થ વચ્ચે પેઢી દર પેઢી અહિનકુલમ્ હોય એ તો કુદરતી છે, પણ આ પ્રોટેસ્ટન્ટ પન્થોમાં અન્યોન્ય મતભેદ પ્રમાણમાં થોડા અને નજીવા હતા, તથા રાજ્યવ્યવસ્થા અને સમાજઘટના વિશે ઘણેભાગે એકમતિ હતી, તથાપિ તેઓ

માંહ્યમાંહ્ય કટ્ટી દુશ્મનાવટ કેળવતા. જૂની દુનિયાથી સૂગાઇને ઉત્તર અમેરિકા આવ્યા, ત્યાં યે આ પન્થો એકબીજા સાથે હળીમળીને રહી ન શક્યા. મેસસ્ચ્યૂસેટ્સ સ્થપાયા પછી દશ વર્ષની અંદર કનેકિટકટ, ન્યૂહેવન, અને ર્‌હોડ આઇલાન્દનાં નવાં સંસ્થાનો મંડાયાં. મેસ્સચ્યૂસેટ્સની જેમ એ સર્વે, ઉપરના અંકુશ નામે નહીં એવી સ્વચ્છન્દતા માટે તલસતાં હતાં, અર્થાત્ માતૃભૂમિ ઇંગ્લાન્દને બેવફા દિલનાં હતાં. ઈ. સ. ૧૬૪૨માં તેમણે આત્મસંરક્ષણ માટે અન્યોન્ય સન્ધિ કર્યો, તેમાંથી મેન નામે સંસ્થાનને અલગ રાખ્યું, કેમ જે એ ઇંગ્લાન્દના રાજાના પક્ષમાં હતું. ઈ. સ. ૧૬૫૩ માં ઇંગ્લાન્દમાં ક્રોમ્વેલ લોર્ડ પ્રોટેક્ટર (Lord Protector) થયો, ત્યારે તેમણે એની આણ પણ પોતાના પ્રદેશમાં ફરવા ન દીધી. એટલા ઉપરથી પણ સ્પષ્ટ જણાય છે કે તેમને તો હરકોઇ બ્હાને ઇંગ્લાન્દથી સ્વતંત્ર જ થવું હતું. પણ તે સાથે તેઓ આંધળિયાં કરીને પડે એવા ભાવનાદાસ (idealist આઇડીયલિસ્ટ) પણ ન્હોતા. ઇંગ્લાન્દ સામે છેચોક લડાઇ કરવામાં પોતાનું બિલકુલ નહીં ચાલે એ તેઓના ધ્યાન બ્હાર હતું જ નહીં, એટલે જ્યારેજ્યારે ઇંગ્લાન્દમાં ગડબડ હોવાથી પોતાને કોઇ ટોકી નહીં શકે એવા સંજોગ એમને દેખાતા, ત્યારેત્યારે એ બેદિલ લોક ટટાર અને ઉત્કંઠ થતા, પણ પછી પાછા સમય વર્તીને નીચી મૂંડી કરી દેતા.

અઢારમા સૈકાના આરમ્ભમાં ન્યૂઇંગ્લાન્દની વસ્તી

શુમારે એક લાખની હતી. ત્યાંની સમાજઘટના વર્જીનિયા કરતાં જૂદી રીતની હતી. ગામો ત્યાં પાસેપાસે સ્થપાયાં અને વસ્તી વધતી ગઇ તેમ મોટાં થતાં ગયાં. મુખ્ય ધંધા મૂળ બે હતાઃ ખેડુતનો અને માછીનો. નિકાસની ચીજોમાં મચ્છી અને વ્હાણ બાંધવા માટેની સામગ્રી મુખ્ય હતી. પછી વ્હાણો બંધાતાં ગયાં, અને ધીમેધીમે સંસ્થાનો, ઉવેસ્ટ ઇન્ડીઝ ટાપુઓ, અને આફ્રિકા વચ્ચેનો વ્હેપારવ્હેવાર ન્યૂઇંગ્લાન્દના વ્હાણો માર્ફત વધારેવધારે થવા લાગ્યો. આમ વ્હાણ બાંધવાનો, સફરેનો, અને વ્હેપારનો એ ધંધા ખીલ્યા, જેથી ખેડુતો અને માછીઓ પણ વધારે કમાતા થયા. વળી ન્યૂઇંગ્લાન્દ વર્જીનિયા જેવું બેહુન્નર ન્હોતું, પોતાને હાલતાં-ચાલતાં જોઇતો કેટલોક સામાન પોતાની કાચી નીપજમાંથી જ બનાવી લેતું. ગુલામો હતા ખરા પણ થોડા, અને તેમની પાસે ઘણુંખરું ઘરધંધો જ કરાવવામાં આવતો. આથી કરીને જે થોડા હતા તે વર્જીનિયાને મુકાબલે સુખી પણ હતા. વર્ગભેદ પણ હતા,—છેક વર્ગભેદ વિનાનું તો જનમંડલ બંધાઇ જ ન શકે, પરંતુ તે વર્જીનિયાના કે કોઇ પણ યુરોપી દેશના વર્ગભેદ કરતાં જૂદી જ ઢબના હતા. આપણા દેશમાં વર્ગભેદનું મૂલ જાતિભેદ એટલે લોહીભેદ છે, ઓલાદભેદ છે. બ્રાહ્મણ માબાપનું છોકરું બ્રાહ્મણ જ થાય. યુરોપઅમેરિકામાં હાલ તેમ નથી. અને યુનાઇટેડ સ્ટેટ્સમાં આ બાબે જેટલી છૂટ છે તેટલી બીજે કોઇ સ્થલે નથી. યુરોપમાં હાલ વર્ગભેદ

સ્થિતિભેદ ઉપરથી સમઝાય છે. ત્યાં અધમ સ્થિતિમાંથી ક્રમેક્રમે ચ્હડીને માણુસ સમાજના શિખર લગી યે ચ્હડી શકે; આપણી પરિભાષામાં બોલિયે તો ત્યાં આમ બને તે આપણે અહીં શૂદ્ર બ્રાહ્મણ બની જાય એટલું અસમ્ભવિત નથી; વળી ઝમાનેઝમાને એકાદ પગથિયાની ચ્હડઉતર તો અસંખ્ય માણસો કરે છે. આજે (ઈ.સ. ૧૯૨૭માં) સમાજની ટોચે આવેલા પાંચસો અંગ્રેજ અને પાંચસો ફ્રેન્ચમેનોની યાદી કરીશું, અને એમના પિતાઓ વિશે જાણીતી હકીકત જ તપાસીશું, તો છેલ્લા ઝમાનામાં એમાંથી અઢીસોઅઢીસો પણ સમાજની ટોચે ન્હોતા એમ પકડાઇ આવશે. એટલે કે હાલ સમાજની ટોચે છે તેમાંના અર્ધા ઉપર આપબળે જ ચ્હડીને એ ઉત્તમ સ્થિતિએ પ્હોંચેલા છે, વળી હાલ ટોચે છે તેમના પુત્રોમાંથી અર્ધા પણ પિતાઓની સ્થિતિએ પોતાના ઝમાનામાં રહી નહી શકે, એકએ પગથિયાં તો પડશે જ પડશેઃ વધારે પ્રભાવવાળા પુરુષો આપબળે એમની પાસેથી એ સ્થાન પડાવી લેશે. અને વ્યક્તિવાદ (Individualism ઇન્ડિવિડ્યુઅલિઝમ ) શ્રદ્ધા રાખવા નિઃશંક કહે છે કે આવી પ્રવાહી (fluid ફ્લુઇડ) સમાજઘટનામાં જ લોકહિતકારક પ્રગતિ સૌથી વધારે તેમ સૌથી ઓછે ભોગે સાધી શકાય છે. વળી આ સમાજઘટના પણ વર્ગમિશ્રણની છે વર્ગસંકરની નથીઃ સંસ્કૃતિલોપનો અને સાચી પ્રગતિના અસમ્ભવનો ભય વર્ગસંકર અને વર્ગોચ્છેદમાં હશે,

આવા વર્ગમિશ્રણમાં નથી. જમનાગંગાના સંગમ આગળ અસંખ્ય જલબિન્દુઓ પોતાનો મૂલ પ્રવાહ છોડી બીજામાં ભળી જાય છે, તો પણ થોડા અન્તર સુધી બંને પટ સાફ જૂદા જણાઇ રહે છે. યુરોપના વર્ગભેદ હાલ આ પ્રકારના છે અને આ દૃષ્ટિએ જોતાં દુનિયાના ઇતિહાસમાં આવા વર્ગમિશ્રણની સમાજઘટના પ્રથમ પ્હેલી ન્યૂઇંગ્લાન્દનાં સંસ્થાનોમાં નજરે ચ્હડે છે.

બાકીનાં સંસ્થાનોમાં ન્યૂયોર્ક, પેન્સિલ્વેનિયા, ન્યૂજર્સી, અને ડેલાવેયર ન્યૂઇંગ્લાન્દ અને વર્જીનિયા વચ્ચે, તથા ઉત્તર કેરોલીના, દક્ષિણ કેરોલીના, અને જ્યોર્જિયા વર્જીનિયાની દક્ષિણે છે. ઉત્તરદક્ષિણ કેરોલીનાની સ્થાપના ઈ.સ. ૧૬૫૩ અને ૧૬૬૫માં વર્જીનિયા અને ન્યૂઇંગ્લાન્દથી આવેલા સંસ્થાનિકોએ આલ્બમાર્લ અને ક્લેરન્ડન નામે ગામ વસાવીને કરેલી. આવી રીતે ત્યાંની વસ્તી પ્રથમથી જ સંકીર્ણ હતી. તેમાં ફ્રાન્સથી હ્યૂગનોટ અને સ્કોટલાન્દથી પ્રેસ્બિટેરિયનમોટી સંખ્યામાં આવતા ગયા, અને મોરેવિયા અને જર્મનીથી પણ ઘણા આવ્યા. બંને કેરોલીનામાં તમાકુ ઉપરાંત ડાંગર, ગળી, અને રૂનો મોટો પાક થતો. વળી વગડો મનમાન્યો, એટલે ઘણા લોકો ભરવાડું (ગોપવૃત્તિ cattle-breeding) કરતા. તમાકુ કરતાં પણ ડાંગર અને ગળીની ખેડમાં ત્યાંની ગરમ હવામાં ગુલામો પાસે મજૂરી કરાવવી વધારે અનુકૂલ, એટલે કેરોલીના સંસ્થાનો ગુલામો અને

ગુલામી વ્હેપારનું મથક થઇ પડચાં. ઈ. સ. ૧૭૦૮માં દક્ષિણ કેરોલીનાની વસ્તીમાં ગુલામો એતૃતીયાંશ હતા.

ન્યૂયોર્ક આદિ ન્યૂઇંગ્લાન્દ અને વર્જીનિયા વચ્ચેનાં સંસ્થાનો ધર્મ રાજકીય વલણ તેમ સમાજઘટનામાં વર્જીનિયા કરતાં ન્યૂઇંગ્લાન્દને વધારે મળતાં આવતાં હતાં. ઈ. સ. ૧૫૬૬માં ઇંગ્લાન્દ અને નેધર્લાન્ડ્સ વચ્ચે લડાઇ ચાલતી હતી, તેમાં ડેલાવેયર અને હુડસન નદીઓને ફરતો પ્રદેશ ચારેક દશકા ઉપર ડચ લોકે વસાવેલો ઇંગ્લાન્દે જીતી લીધો, તથા તહ થયો ત્યારે નેધર્લાન્ડ્સને તે આપી દેવો પડચાં. એ પ્રદેશનું અસલ નામ ન્યૂનેધર્લાન્ડ્સ મિટી ગયું અને તેમાંથી ન્યૂયોર્ક, ન્યૂજર્સી, અને ડેલાવેયર નામે ત્રણ અંગ્રેજી સંસ્થાનો થયાં. આ પ્રદેશની આબાદી ચામડાં અને રૂવાંની નિકાસે રચાઇ, અને સત્તરમા સૈકાની આખર લગીમાં વસ્તી વધીને પિસ્તાળીશેક હજાર જેટલી થઇ. આ પ્રદેશના પાડોશમાં ડેલાવેયર નદીને સામે કાંઠે ઈ. સ. ૧૬૮૧ માં પેન નામે કવેકરે (Quaker) બીજા ચાર્લ્સ કનેથી ચાળીશ હજાર ચોરસ માઇલ જમીન ખરીદી, અને તેને પેન્સિલ્વેનિયા, પેનની વનસ્થલી, નામ આપી, ત્યાં ફિલાડેલ્ફિયા અર્થાત્ ભ્રાતૃસ્નેહપુરી નામે ગામડું સ્થાપ્યું. કવેકર પન્થના શાગિર્દોના રીતરિવાજ શરુવાતમાં વિચિત્ર હતા. ધર્મની ઘણીખરી ક્રિયાઓને તેઓ માત્ર બાહ્યાચાર ગણી કહાડીને ધિક્કારતા, પાદરીઓ અને દેવળોને નિરુપયોગી ગણતા અને

પોતાનો ટોળો વધે એવા આશયથી બીજાઓને તેમના વિચાર પ્રમાણે કર્મ કરવામાં વિઘ્ન નાખતા. રાજ્ય તર્ફથી ધર્મ-બન્ધારણ કે સેનાના નિભાવ માટે લેવામાં આવતા કર ભરવાની સાફ ના પાડતા, કોઇ પ્રકારના સોગન્દ ખાવાને અધર્મ ગણતા, વફાદારીના સોગન્દ પણ લેતા નહીં. આવા આવા ગુનાહો માટે જેલમાં પૂરાવું પડે અને બીજી સજાઓ થાય તે હસતે મુખે અને સાચા ઉલ્લાસથી સહી લેતા, વળી સાધારણ બોલીચાલી અને દુન્યવી વ્યવહારમાં પણ તેઓ અતડા રહેતા. કેટલીક બાબતોમાં તો તેઓ એવું નફટ કે ઉન્મત્ત વર્તન જાણીબુઝીને રાખતા કે કોઇનાં મન પાપી હોય તેમાં અમે શું કરિયે એમ વિચારી કવેકર સ્ત્રીઓ અને પુરુષો કેટલી યે વાર દિગમ્બર બની ચૌટેચકલે ફરવા નીકળતાં, અને આવાંઆવાં આચરણો માટે રાજ્ય અને સમાજ અને પાડોશીઓ તર્ફથી જેમ અધિક સહન કરવું પડે તેમ તેઓ અધિક ફૂલાતા. આવા અનાડીઓને આ ગ્રહ ઉપરનું તો કોઇ જનમંડલ ન સાંખે કે સંઘરે એ સ્પષ્ટ છે, તેમ એમને સમાજની કે રાજ્યની ઓથની તમા પણ હતી નહીં. કવેકરોનો પન્થ આરમ્ભકાલમાં આવો હતો. પણ ઇતિહાસમાં જોઇયે છિયે કે સંસારને તુચ્છ ગણનારા કોઇ પણ સંઘ, જુલમ સજાઓ આદિને નથી ગણકારતો તે, કાળે કરીને માત્ર સંસાર પ્રવાહની પરિસ્થિતિના નિરન્તર દબાણથી ધીરે ધીરે ધીરે હારી જાય છે, તેના ઉન્માદ અતડાપણાં અશક્ય આદર્શો

માટે ધમપછાડા આદિ કોણ જાણે ક્યાં જતાં રહે છે, અને એ જ સંત્રના પુત્રપુત્રીપૌત્રપૌત્રીઓ ડાહ્યાડમરા પ્રાકૃત મનુષ્યો બની જાય છે. સમાજમાં જે આત્મરક્ષક બલ પ્રવર્તે છે તે ઇતિહાસમાં પ્રત્યક્ષ થતાં મોટામાં મોટાં બલોમાંનું એક છે. **જ્યોર્જ ફૉક્સ (કે મોહનભાઇ ગાંધી)** જેવા મહાત્મા ગમે તેવો શુદ્ધ અણિશુદ્ધ સર્વવ્યાપી સર્વપાચક અસહકાર પ્રવર્તાવે, શિષ્યશિષ્યાઓમાં તેને પગની પાટલીથી બ્રહ્મરંધ્ર લગી ફાવે તેટલો ફૂંકે અને સીંચે, મનસાવાચાકર્મણા અદ્ભુત લોકોત્તર શક્તિઓ પ્રકાશે,–દુનિયાનો પ્રાકૃત જન તે પ્રાકૃત જન જ રહેવાનો, મનુવંશ પૃથ્વી ઉપર વિહરશે ત્યાં લગી. આનું નામ જ ઇનર્શિયા (inertia) કે તમોગુણ. સૃષ્ટિ ત્રિગુણાત્મક છે, તમોગુણપ્રધાન છે, આ ઐતિહાસિક અર્થમાં. માટે જ ‘ઇનર્શિયા’ કે તમોગુણ ઘણી યે વાર પ્રાકૃત જનની કુદરતી બુદ્ધિ (common sense કૉમન સેન્સ) રૂપે વિલસે છે, અને પ્રતિભા કે ચારિત્રમાહાત્મ્યને તાજુબ થઇયે એમ પચાવી દે છે. **જ્યોર્જ ફૉક્સ** પછી ત્રણ પેઢી થઇ નહીં એટલામાં એનો પન્થ વસ્ત્ર પ્હેરતો થયો અને ડાહ્યો બની ગયો. ક્વેકરો વ્હેપારમાં પડ્યા અને તેમાં ફાવતા ગયા તેમ સમાજરાજ્યનાં બન્ધનોનો અનાદર કરવાનું ભૂલી ગયા. વળી તેમના **અપ્રતિરોધ** (non-resistance નૉન-રિઝિસ્ટન્સ) અર્થાત્ હિન્દી વિચારણાની પરિભાષામાં **અહિંસાના** સત્યાગ્રહ વા મતનું શાન્ત આજ્ઞાધીનતા(passive obedience

પૅસિવ ઓબીડિયન્સ)માં રૂપાન્તર થઇ ગયું, એટલે તો તેઓ રાજ્યકર્તાઓને ઉલટા પ્રિય થઇ પડ્યા. પેને પોતાની વનસ્થલી સ્થાપી, અને બીજા ચાર્લ્સે વેચાણખત કરી આપી સ્થપાવા દીધી, તે આવા લોકોને માટે. તેઓનાં ટોળેટોળાં ત્યાં એકદમ આવીને વસ્યાં, અને સાથે ત્યાં કાયદાઓમાં મતાન્તરક્ષમા (toleration ટૉલરેશન)નો નિયમ સ્વીકારાયો, એટલે બીજા ખ્રિસ્તી પન્થોના પણ ઘણા લોકો આવતા ગયા, અને સંસ્થાન ખ્રિસ્તી પન્થોનું સંગ્રહસ્થાન બની રહ્યું. બીજાં સર્વ સંસ્થાન કરતાં યે અહીં વસ્તી વધારે ઝડપથી વધતી ગઇ, અને સત્તરમા સૈકાની આખરે એટલે સંસ્થાન સ્થપાયાને પ્હેલી જ વીશીને અન્તે લગભગ વીશ હજાર જેટલી થઇ ગઇ.

## ૪: સાતવર્ષી વિગ્રહ (Seven Years' War)ના અન્તલગી.

હવે દરેક સંસ્થાનનો સ્થાનિક ઇતિહાસ જતો કરીને આ સંસ્થાનમંડલનો એકત્ર ઇતિહાસ જ લઇયે, તો તેમાં અઢારમા સૈકાના મધ્ય સુધીમાં બનેલા મુખ્ય બનાવોનાં બે મોટાં કારણો માલુમ પડે છે. આમાંથી એક અમેરિકાનું સ્થાનિક કારણ, અને બીજું યુરોપનાં રાષ્ટ્રમંડલમાં રાષ્ટ્રોની વારાફરતી ચડતીપડતી અને અન્યોન્ય હરીફાઇ. અમેરિકામાં આ સંસ્થાનો બંધાયાં તે પ્હેલાં એ પ્રદેશમાં ત્યાંના નગપદા

લોકોની આછી વસ્તી હતી. સંસ્થાનિકો આવ્યા અને વધતા ગયા તેમતેમ તેઓ આ લોકને હઠાવતા ગયા. સંસ્થાનિકો અને મૂલ વતનીઓ વચ્ચે વારમ્વાર લડાઇઓ થતી. પરિણામે એ લોકો પોતાના વતનનું રક્ષણ કરી ન શકયા અને તેમની વસ્તી છેક ઘટી ગઇ, એ ઉપરાંત આ લડાઇઓ વિશે અહીં લખવાની જરૂર નથી.

ઉત્તર અમેરિકા સ્પેનને બદલે ઇંગ્લાન્દને કેવી રીતે પચ્યો તે કેટલેક અંશે ઉપર બતાવેલું છે. પણ એ પ્રદેશને માટે ઇંગ્લાન્દને બીજાં રાષ્ટ્રો સાથે પણ લડવું પડ્યું. “પૂર્વદેશો” તર્ફ જવાનો જલમાર્ગ શોધી પોતાને કબ્જે લેવાનો અનેક યુરોપી રાજ્યોને લોભ હતો, એ ઉપર આવી ગયું છે. એ જલમાર્ગ જડ્યો અને સાથે અમેરિકા જડ્યો, તથા હિન્દ અને ઇસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાં પ્રથમ વ્હેપારની અને પછી મુલક જીતવાની લાલચ, તેમ જ અમેરિકામાં પ્રથમ સોનારૂપાની અને પછી સંસ્થાનો વસાવવાની, એમ ચોવડી લાલચો ઉત્પન્ન થઇ, એટલે એ સર્વમાં જે સાધનોથી ફાવી શકાય તે સાધનો હાથ કરવા તર્ફ વળી અનેક યુરોપી રાજ્યોનું લક્ષ ગૂંથાયું. મધ્યયુગમાં જેમ ભૂમધ્યસમુદ્રનું સ્વામિત્વ મેળવી વેનિસ સામર્થ્યસમૃદ્ધિમાં શ્રેષ્ઠ બન્યું હતું, તેમ આ દરિયાઇ શોધો અને પૃથ્વીવિસ્તાર પછી એટલાન્ટિક અને હિન્દી મહાસાગરોનું સ્વામિત્વ ટૂંકામાં દરિયાનું સ્વામિત્વ મેળવવું જોઇએ, એમ પશ્ચિમ યુરોપના રાષ્ટ્રચિન્તકોને

સોળમો સૈકો આરમ્ભાતાં લાગવા માંડ્યું. વ્હેપારવણજની મુખ્ય પ્રણાલ ભૂમધ્યસમુદ્ર હતો ત્યારે તેની વચ્ચે આવેલા ઇટાલીની ચ્હડતી કળા હતી, તેને બદલે હવે ઍટલાન્ટિક કાંઠે આવેલા દેશો, સ્પેન પોર્ટુગલ ફ્રાન્સ ઇંગ્લાન્ડ હોલાન્ડની ઉદયઘડી આવી. એમાંથી દરિયાઈ પ્રભુત્વ પ્રથમ પોર્ટુગલનું હતું, તે ઈ. સ. ૧૫૮૦ માં પોર્ટુગલ વારસાહક્કે સ્પેનનો પ્રાન્ત બની જતાં સ્પેનને મળ્યું. સ્પેનના જહાજોને આ પ્હેલાંથી ઍટલાન્ટિકમાં ઇંગ્લિશ વ્હાણવટીઓ પુષ્કળ કનડતા તે ઉપર લખાઇ ગયું છે. ઇલિઝાબેથ અને ઇંગ્લાન્ડ પ્રોટેસ્ટન્ટ પક્ષના ઢાલ અને તરવાર, ફિલિપ અને સ્કૉટલાન્ડની રાણી મેરી રોમન કૅથલિક પક્ષના અગ્રણી, એ બે વચ્ચેના કુદરતી અહિનકુલમ્ વિશે સૂચવાઇ ગયું છે રોમન કૅથલિક બંડોથી ઇલિઝાબેથ અને ઇંગ્લાન્ડ છેક અધીર બની ગયાં. ડ્રેક આદિના ત્રાસથી અને નેધર્લાન્ડ્સમાં ઇંગ્લાન્ડની ખટપટોથી સ્પેને ધીરજ ખોઇ. અને બંને આખરે સીધી લડાઇ કરવાને મરણિયા થઇ મેદાન પડ્યાં. ઈ. સ. ૧૫૮૮માં સ્પેને એક ગંજાવર કાફલાને “અજિત (Invincible ઇન્વિન્સિબલ્) ” નામ આપીને ઇંગ્લાન્ડ સામે મોકલ્યો. પણ ઍટલાન્ટિક મહાસમુદ્રમાટેનાં એ જહાજો ઇંગ્લિશ ખાડીમાં અતિ મોટાં માટે જ અંગ્રેજોનાં ન્હાનાં વ્હાણોને મુકાબલે અપર્યાપ્ત નીવડ્યાં, તાણ તોફાન આદિનો ઇંગ્લિશ ખલાસીઓએ પૂરેપૂરો લાભ લઇ લીધો, અને સ્પેનનો ગંજાવર કાફલો નષ્ટ થઇ ગયો.

સ્પેનની ઊતરતી કળા થવા માંડી તેનો લાભ પ્રથમ પ્હેલો હોલાન્દને મળ્યો. ઉત્તર સમુદ્રને દક્ષિણ કાંઠે આવેલું હાઇન અને શેલ્ટ નદીઓનું એ બારું લગભગ એક સૈકા લગી (ઈ.સ. ૧૬૦૯ થી ૧૭૧૩) યુરોપનાં વ્હેપાર અને દોલતનું મધ્યબિન્દુ બની રહ્યું. અને ઇતિહાસમાં પ્રયત્ને મેળવેલા જડ વૈભવની સાથે પ્રજ્ઞાના ઉદ્દીપનનો સંયોગ કેટલીક વાર માલુમ પડે છે, તથા મૂલ એ વૈભવથી આકર્ષાઇ બીજા લોકો અનુકરણ આદરે છે, તેમાં જડ સાથે ચિદ્રૂપ તત્ત્વોને પણ અનુકરે છે, એટલે હોલાન્દ તેના આ કીર્તિ-કાલમાં પશ્ચિમ યુરોપનું ઘણા વિષયોમાં આદર્શ અને શિક્ષક બન્યું. પણ આખરે એનું કદ અને એની વસ્તી ઘણાં ન્હાનાં, એટલે ઇંગ્લાન્દ ફ્રાન્સ સાથેની એની હરીફાઇ પેગૂટટ્ટુ અને ઓસ્ટ્રેલિયન ઘોડા વચ્ચેની શરત જેવી, લાંબો સમય એનાથી ટકાવી શકાય એમ હતું જ નહીં. ઈ.સ. ૧૬૫૨-૪, ૧૬૬૪-૭, અને ૧૬૭૨-૪માં, એમ ઉપરાઉપર ત્રણવાર લડીને ઇંગ્લાન્દે એના કાફલાઓનું જોર નરમ પાડ્યું. ન્યૂનેધર્લાન્ડસ ઇંગ્લાન્દે જીતી લીધાની વાત ઉપર નોંધાઇ ગઇ છે, તે આમાંના બીજા વિગ્રહ દરમિયાન બનેલી.

હોલાન્દ આમ હાર ખાઇ ખસી ગયું, તે પ્હેલાં ઇંગ્લાન્દ સામે એક બલવત્તર હરીફ આવી ઊભો. કોલ્બેયર (Colbert, marquis de Seiquelay) ના કારભાર (ઈ. સ. ૧૬૬૧-૮૩)થી માંડીને ફ્રાન્સે નૌકાસૈન્ય જમાવવાની

અને સંસ્થાનો રોપવાપોષવાની પ્રવૃત્તિ વધારી દીધી. ઈ. સ. ૧૬૭૨માં **ફ્રાન્સે સ્પેન** અને **હોલાન્ડ**ના સંયુક્ત કાફલાને ત્રણ જલયુદ્ધમાં પૂરેપૂરો હરાવ્યો, તે જોઇને આખો **યુરોપ** ચિન્તામાં પડ્યો. **ફ્રાન્સ** જમીન ઉપર એક્કો ગણાતુ હતું અને દરિયામાં પણ અજિત બને તો ચૌદમા **લુઇ** જેવા મહત્ત્વાકાંક્ષી રાજાની ગતિ અનિરુદ્ધ થાય, અને **યુરોપ**નું સ્વાતંત્ર્ય જોખમમાં આવી પડે એ સ્પષ્ટ હતું. એટલે ઉપલી સાલ પછી યુરોપમાં જે જે મોટા વિગ્રહો લડાયા તે દરેકમાં ઇંગ્લાન્ડ **ફ્રાન્સ**ની સામે જ ઊતર્યું. એ વિગ્રહો માટે ધર્મવિરોધ, વારસાના અને બીજા હકકો વિશે કલહ, રાષ્ટ્રમંડલમાં શક્તિતુલા (balance of power બેલન્સ ઓફ પાવર) કોઇ એક પણ રાષ્ટ્ર મુકાબલે બલવત્તર બની જતાં વિષમ થાય તેમ થતું અટકાવવાની અગત્ય, વગેરે અનેક કારણો હતાં. પણ તેમાંના દરેકમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દરિયાનું સ્વામિત્વ, પૂર્વમાં રાષ્ટ્રવિસ્તાર, અને **અમેરિકા**માં સંસ્થાનવિસ્તાર એ ત્રણે માટેની સ્પર્દ્ધા અન્તર્ગત હતી. એ વિગ્રહોમાંથી આપણા વિષયને માટે ઈ. સ. ૧૭૦૨ થી ૧૭૧૩ સુધીનો **સ્પેન**ના વારસાનો વિગ્રહ (War of the Spanish Succession), ઈ. સ. ૧૭૩૯ થી ૧૭૪૮ સુધીનો **ઓસ્ટ્રિયા**ના વારસાનો વિગ્રહ (War of the Austrian Succession), અને ઈ. સ. ૧૭૫૬ થી ૧૭૬૩ સુધીનો **સાતવર્ષી** વિગ્રહ (Seven Years' War) એ ત્રણ મુખ્ય છે. પહેલાના

અન્તે યુટ્રેકટનો સન્ધિ થયો ત્યારે ન્યૂફૌંડલાન્દ એકેડિયા અને હડસનના અખાત ઉપરનાં ફ્રેન્ચ સંસ્થાનો ઇંગ્લાન્દને મળ્યાં સ્પેનનાં સંસ્થાનો માટે જોઇતા ગુલામો તેને અમુક કીંમતે પૂરા પાડવાનો હક્ક પણ ઇંગ્લાન્દને મળ્યો. આ શરતથી ઍટલાન્ટિકનો લગભગ બધો વ્હેપારવ્હેવાર ઇંગ્લાન્દને મળી ગયા જેવું થઇ રહ્યું. અને ઇંગ્લાન્દની યુરોપના શ્રેષ્ઠ રાષ્ટ્રોમાં ગણના પણ ઈ. સ. ૧૭૧૩ થી થવા માંડી, ઇંગ્લાન્દનાં સાહિત્ય, ફિલસુફી, શાસ્ત્રો, રાષ્ટ્રબન્ધારણ, અમીરવર્ગ, વગેરે વિશે બીજી યુરોપી પ્રજાઓને બહુમાન થવા માંડયું પણ એ સાલથી. ઇટાલી નકલ કરવા લાયક ગણાતું, તે પછી સ્પેન, તે પછી હોલાન્દ અને ફ્રાન્સ; હવે ઇંગ્લાન્દનો અનુકરણીય ગણાવાનો વારો આવ્યો. આખી સુધરેલી દુનિયામાં ઇંગ્લાન્દની આવી પ્રતિષ્ટા અઢારમા સૈકાની છેલ્લી વીશીમાં કઇંક ઝાંખી પડી, પરન્તુ તે પછી પાછી મૂલ કરતાં ય વધીને લગભગ ૧૮૭૦ લગી તપી.

ઑસ્ટ્રિયાના વારસાના વિગ્રહને અન્તે તહ થયો તેમાં ફ્રાન્સે ઇંગ્લાન્દને મદ્રાસ પાછું આપવું અને ઇંગ્લાન્દે ફ્રાન્સને કેપ બ્રેટન પાછું આપવું, એવા કરાર થયા, હિન્દમાં ઇંગ્લિશ થાણાંઓનું અને ઉત્તર અમેરિકામાં ફ્રેંચસંસ્થાનોનું સંરક્ષણ થાય એવા હેતુથી. પણ એ સન્ધિથી હિન્દમાં કે અમેરિકામાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચેનો વિરોધ કઇં શાન્ત પડયો નહીં. હિન્દમાં ઇ. સ. ૧૭૪૮માં નિઝામ ઉલમુલ્કની

ગાદી ખાલી પડવાનું નિમિત્ત મળતાં બંને હરીફો વચ્ચે અનેક લડાઇઓ થઇ, લડાઇમાંથી લડાઇ સળગતી ગઇ, અને તેર વર્ષમાં ફ્રેંચ થાણાઓની રાજધાનિ પોન્ડિચરી અંગ્રેજોના હાથમાં આવી, ફ્રેંચ સત્તા હિન્દમાંથી ઊખડી ગઇ, અંગ્રેજોની સત્તા બંગાળામાં સજડ રોપાઇ, અને હિન્દનું ભવિષ્ય ફરી ગયું. અમેરિકામાં લાસાલ નામે ફ્રેંચ વેપારીએ ઇ. સ. ૧૬૭૯-૮૨માં કેનેડાથી સેન્ટ લૉરેન્સ નદીનાં મહાસરોવરોને માર્ગે વચલો પ્રદેશ ઓળંગી મિસિસિપ્પી નદી મુખ સુધી ખેડી, અને મુખથી માંડીને એ મહાનદની આખી ખીણ કબ્જે લેવાનો ફ્રાન્સે દાવો કર્યો. ઈ. સ. ૧૬૯૯થી મિસિસિપ્પીના મુખ આગળ અને કાંઠેકાંઠે સંસ્થાનો વસાવવા માંડયાં, અને ઈ. સ. ૧૭૪૮ પછી તુરત કેનેડા તથા એ લુઇઝિયાના નામે નવા પ્રદેશના સંરક્ષણ માટે કેટલેક સ્થલે કિલ્લાઓ પણ બાંધવા માંડયા. ફ્રાન્સનો દાવો કબૂલ રાખે તો અંગ્રેજ સંસ્થાનોને એટલાન્ટિકથી એલિઘની પર્વતધાર સુધીના પ્રદેશમાં જ સમાઇ રહેવું પડે; એલિઘની પર્વતમાલની પશ્ચિમ ખીણોથી મિસિસિપ્પી અને તેની શાખાઓનો પ્રદેશ શરૂ થાય, તે આખો છેક કેનેડાથી મેક્સિકોના અખાત લગી ફ્રાન્સને તાબે રહે. અમેરિકાનો સૌથી કસદાર પ્રદેશ જાય, પોતાને સંકોચાઇ રહેવું પડે, અને એક બલવાન રાજ્ય કાયમનું પાડોશી થાય, એ કશું અંગ્રેજ સંસ્થાનિકોને પોષાય એમ ન્હોતું. ઈ. સ. ૧૭૪૯માં મિસિસિપ્પીની શાખા

ઓહિયોની ખીણ વસાવવાને વર્જીનિયાવાસી એક કમ્પનીએ પટ્ટો મેળવ્યો, અને અંગ્રેજફ્રેંચ સંસ્થાનિકો વચ્ચે વખતોવખત ઝપાઝપી થવા લાગી. નકશો તપાસતાં જણાશે જે સંસ્થાનિકો વચ્ચેની તકરાર ઘણી મોટી હતી, અને માટે જ ઇંગ્લાન્દ અને ફ્રાન્સ વચ્ચે વિગ્રહ સળગ્યા વગર રહેત નહીં, ત્યાં તો ઈ. સ. ૧૭૫૬માં યુરોપમાં ઑસ્ટ્રિયામંત્રી કાઉનિત્ઝની ભારે ખટપટથી "સાતવર્ષી વિગ્રહ" શરુ થયો જ.

સ્પેનના વારસાનો વિગ્રહ અને નેપોલિયનનિમિત્તે વિગ્રહ એ બેની વચ્ચે આવેલો આ "સાતવર્ષી વિગ્રહ" ઇંગ્લાન્દના ઇતિહાસમાં અદ્વિતીય મહત્ત્વનો છે. ઈ. સ. ૧૭૫૯ માં કેનેડાની રાજધાનિ ક્વિબેક અંગ્રેજ સેનાપતિ વુલ્ફે જવાંમર્દીથી સર કરી, એટલે તે પછીનાં વર્ષોમાં કેનેડા આખો ઇંગ્લાન્દના હાથમાં આવ્યો, અને ઈ. સ. ૧૭૬૩માં સન્ધિ થયો તેમાં ફ્રાન્સે કેનેડા કેપ બ્રેટન અને મિસિસિપ્પી ખીણનો પૂર્વ ભાગ, તથા સ્પેને ફ્લોરિડા ઇંગ્લાન્દને આપ્યાં; ઉત્તર અમેરિકામાં હડસનના અખાતથી મેક્સિકોના અખાત સુધીના અને ઍટલાન્ટિકથી મિસિસિપ્પી લગીના અતિવિસ્તીર્ણ પ્રદેશમાં એકલા ઇંગ્લાન્દનું રાજ્ય થઇ રહ્યું. મધ્યયુગમાં ઇટાલીનાં સ્વસ્થાનો જેને અર્ધજંગલી ગણતાં અને યુરોપ જેને આઠમા હેન્રિના સમયથી જ જરા યે લેખવતો થયો હતો, તે ઇંગ્લાન્દ આ પ્રમાણે ઈ. સ. ૧૭૬૩માં યુરોપી રાજ્યોમાં સર્વોત્કૃષ્ટ બન્યું. પરંતુ સાતવર્ષી

વિગ્રહથી ઇંગ્લાન્દના સામ્રાજ્ય ઉપર કળશ ચ્હડયો ખરો, તથાપિ એ મહાભારત લાભ અને વિજયમાં હાનિનું એક બીજ અન્તર્હિત હતું. વર્જીનિયા અને બીજાં એકબે શિવાયનાં સંસ્થાનો અને ખાસ કરીને ન્યૂઇંગ્લાન્દનું સંસ્થાનજૂથ ઇંગ્લાન્દની આણ માન્ય રાખતાં તે રાજીખુશીથી નહીં, કેવળ નછૂટકે. ફ્રાન્સ જેવું બલવાન રાજ્ય જ્યાંસુધી તેમની સમીપ હતું, ત્યાંસુધી તેમને પોતાના સંરક્ષણને માટે ઇંગ્લાન્દના આશ્રયની ગરજ હતી. ઈ. સ. ૧૭૪૮માં પીટર કામ (Kalm) નામે સ્વીડ મુસાફર ઉત્તર અમેરિકામાં ફરી આવીને ત્યાંના લોકોની ઇંગ્લાન્દ તર્ફ લાગણી વિશે સાફ જણાવે છે કે સંસ્થાનિકોને પૂર્વ કાંઠો રક્ષવાની પોતાની પોતાની અશક્તિ સાલે છે અને પશ્ચિમે ફ્રાન્સ જેવા સમર્થ રાજ્યની ધાસ્તી છે, એટલે સ્વાર્થના માર્યા જ તેઓ ઇંગ્લાન્દને વફાદાર છેઃ આ શક્તિ આવે અને આ ભય ટળે તો તેમને તો કાલ સ્હવારે પોતાનું સ્વતંત્ર રાજ્ય જોઇએ છે. સાતવર્ષી વિગ્રહે સંસ્થાનિકોને ફ્રાન્સના ભયથી મુક્ત કર્યાનું પરિણામ શું થશે, તેની ઇંગ્લાન્દ કરતાં ફ્રાન્સના રાષ્ટ્રચિન્તકોને વધારે ખબર હતી. ઇંગ્લાન્દે દરિયાના પ્રભુત્વની હરીફાઇમાં ફ્રાન્સને ફાવવા ન દીધું અને દુનિયાના સર્વપ્રદેશોમાં તેને ઉપરાઉપર હરાવ્યું, તેથી તેઓ એના ઉપર ખારે બળી રહ્યા, અને ફ્રાન્સમંત્રી શ્વાઝલ (Choiseul) તથા એલચી વરઝેન (Vergennes)નાં તે સમયનાં જ

વચનો ઉપરથી સાફ જણાઇ રહે છે, જે તેમણે સન્ધિ ગોઠવતાં ઇંગ્લાન્ડને બીજો પ્રદેશ આપવાને બદલે અમેરિકા આપ્યો ખાતરીની સાથે, કે નિર્ભય બની જતાં એ સંસ્થાનો પોતાની માતૃભૂમિને દગો દીધા વગર રહેશે નહીં. તેમની દીર્ઘદષ્ટિ કેવી રીતે ખરી પડી તે હવે જોઇયે.

## ૫ : યુનાઇટેડ સ્ટેટ્સ + નો જન્મ.

'સાતવર્ષી વિગ્રહ' પૂરો થયો ને તુરત સંસ્થાનો ઇંગ્લાન્ડ સામે ઊઠયાં એમ કહી શકાય. એ વિગ્રહનો ઇતિહાસ ઘણા ગ્રંથકારે લખ્યો છે, પણ તેમના પક્ષવાદોમાંથી સત્ય તારવવું મુશ્કેલ છે. અમેરિકન ઇતિહાસકારો તો પોતાના દેશનું ગૌરવ વધારવાને એકતર્ફી લખે, પોતાના દેશને નીચું

+ યુ. સ્ટે. ને આપણે ગુજરાતીમાં 'સંયુક્ત સંસ્થાનો' કહિયે છિયે. સંયુક્ત રાષ્ટ્રો કે સં૦ રાજ્યો એમને કહેવામાં વાંધો એ નડે છે કે એ રાષ્ટ્રમાં રાજા નથી, પ્રજાસત્તાક અમલ ચાલે છે. 'સંસ્થાન' શબ્દ આ નિબન્ધમાં કોલોની (Colony)-વસાહતી પ્રદેશ એને માટે વાપરવો પડેલો છે. કોલોની તે પરતંત્ર, મૂલ જે દેશના લોકોએ વસાવેલો તેની આણ તળેનો મુલક; સ્ટેટ (State) તે સ્વતંત્ર; એવો અંગ્રેજીમાં ભેદ છે. 'સ્વસ્થાન' શબ્દ વાપરવો પણ ઠીક નથી, કેમકે 'સ્વસ્થાન' એ અપભ્રષ્ટ શબ્દનો ખાસ અર્થ, મંડલ, માંડલિક રાજાનો પ્રદેશ, અથવા તો મૂલ વિશાળ રાષ્ટ્ર હોય તેમાંના એક ન્હાના પ્રદેશમાં એક ન્હાનું રાજ્ય વા રાષ્ટ્ર. મધ્યકાલીન ઇટાલીમાંના ફ્લોરન્સ, વેનિસ, જિનોઆ, આદિ

જોવું પડે એવી બીનાને ઢાંકે, અને ઇંગ્લાન્ડને બને તેટલું વગોવે એ સ્વાભાવિક ગણિયે; પણ ઇંગ્લિશ ઇતિહાસોમાં પણ એ વિગ્રહનાં ખરાં કારણો સ્પષ્ટ જણાતાં નથી.* વળી નવાઇની વાત એ છે કે ઘણાખરા ઇંગ્લિશ ઇતિહાસકો પણ એ વિગ્રહના સમ્બન્ધમાં ઇંગ્લાન્ડને બદલે સંસ્થાનોનો પક્ષ કરે છે. આ તેમની વિચિત્ર વર્તણુકનાં બે મુખ્ય કારણો છે. ઇંગ્લાન્ડના રાષ્ટ્રતંત્રમાં મહાભારત ફેરફારો થઇ રાજાની સત્તા ઘટી જઇ પ્રજાના રાજકીય હક્ક વધ્યા સત્તરમા સૈકામાં. અઢારમા સૈકામાં પણ એ બાબત રાજાપ્રજા વચ્ચે રકઝક થયા કરતી, પણ તે સત્તરમા સૈકાના પ્રમાણમાં નજેવી હતી. તથાપિ ઇંગ્લિશ ઇતિહાસકો અઢારમા સૈકામાં પણ તેને મોટું રૂપ આપે છે, એટલે રાજા ત્રીજા જ્યોર્જની

---

જેવું—એવો થાય છે: અને આ નિબન્ધમાં આ શબ્દ વાપર્યો છે ત્યાંત્યાં તે આ બેમાંથી એક વિશેષ અર્થમાં વાપર્યો છે. વળી ભૂગોલ ઇતિહાસમાં વિશેષ નામ લેખે વપરાતા શબ્દોનો તરજુમો કરી મૂલને બદલે એવા તરજુમિયા શબ્દ વાપરવા એ પણ ઠીક નથી. United States ને ગુજરાતીમાં પણ યુનાઇટેડ સ્ટેટ્સ કહેવાં એ જ ઉત્તમ માર્ગ જણાય છે.

* ઇ. સ. ૧૯૦૦ પછી લખાયલા ઇતિહાસો એટલા એકતર્ફી નથી. ધીરેધીરે શાસ્ત્રીય સત્ય અંગ્રેજ તેમ અમેરિકન ઇતિહાસકો વધારેવધારે સ્વીકારતા થયા છે. બૅન્ક્રોફ્ટ જેવાના ગ્રન્થ હવે કોઇ વાંચતું પણ નથી.

રાજ્યનીતિને તેઓ સમઝી શકતા નથી, ન્હાના તેમ મોટા સર્વ વિષયોમાં તેની સામે પડનારા અને પોતાને વ્હિગ (Whig) એટલે પ્રજાપક્ષી કહેવડાવનારા રાજપુરુષોનું ગાયેલું જ આ ઇતિહાસકો ગાયા કરે છે, અને આ પક્ષે તો ઇંગ્લાન્દ અને સંસ્થાનો વચ્ચેના વિગ્રહમાં સંસ્થાનોનું જ ઉપરાણું લીધું હતું, એવા વર્તનથી પરિણામે આખા રાષ્ટ્રને હાનિ થવા સમ્ભવ તેની પણ પરવા રાખી ન્હોતી. ઇંગ્લિશ ઇતિહાસકો પણ આવા અ–દેશભક્ત ( unpatriotic ) પક્ષને પગલે જ આજ (૧૮૯૫) સુધી ચાલતા આવ્યા છે. પરન્તુ આ બાબતમાં અંગ્રેજ લેખકો વધારે સમદર્શી બનશે ખરા એવાં ચિહ્નો વધતાં જાય છે, ત્યારે ઉપર જે બીજું કારણ કહ્યું તેની અસર એટલી જલદી નહીં ઓસરે એમ લાગે છે. એ બીજું કારણ એ વિગ્રહના સૈકામાં નહીં પણ ચાલતા સૈકામાં ઉત્પન્ન થયું છે.* ઈ. સ. ૧૮૩૮ માં અનાજની આયાત સામેના સૈકાઓથી પ્રવર્તતા કાયદા રદ કરાવવાનાં

---

* **ઍડમ સ્મિથ** કૃત " પ્રજાઓની સમૃદ્ધિ ( Wealth of Nations ) નામે પુસ્તક ઈ. સ. ૧૭૭૬માં પ્રસિદ્ધ થયું અને ઈ. સ.૧૭૭૭ માં લૉર્ડ નૉર્થે પછી પિટે (Pitt ન્હાનો) એમાંના કોઇકવિચારો રાષ્ટ્રનો કરભાર સુવ્યવસ્થિત કરતાં અમલમાં મુકેલા. પણ એ પુસ્તકમાં વ્હેપાર ઉદ્યોગમાત્રને કરભાર દેખરેખ આદિના તમામ અંકુશથી પૂરેપૂરો મુક્ત રાખવાની ભલામણ છે, તે નિરંકુશ વ્હેપારનીતિનો ઇંગ્લિશ રાષ્ટ્રે સ્વીકાર ઉપર લખ્યા પ્રમાણે ઓગણીશમા સૈકાના મધ્યથી જ કર્યો.

ઉદ્દેશથી ઇંગ્લાન્ડમાં એક સમર્થ મંડળી (Anti-Corn Law League) ઊભી થઇ, અને તેની ઉમેદ ઈ. સ. ૧૮૪૬ માં હાંસલ થઇ, એ વખતથી ઇંગ્લાન્ડમાં વ્હેપારોદ્યોગ-નિરંકુશતા (Free Trate Free Industry ફ્રી ટ્રેડ-ફ્રી ઇન્ડસ્ટ્રી) ની રાજનીતિનો આરમ્ભ થયો. એ સાલ પછી ઇંગ્લાન્ડનો વ્હેપારોદ્યોગ પુષ્કળ ખીલ્યો વસ્તી ઝડપથી વધી અને તેની દોલત વળી વધારે ઝડપથી વધી, એ કબૂલ કરિયે. પરંતુ દોલતના વધારામાં અને રાષ્ટ્રીય સામર્થ્યના વધારામાં તફાવત છે. એક વધ્યું દેખાય તેટલા ઉપરથી બીજું સાથે વધ્યું છે એમ કદાપિ કહેવાય નહીં. સ્વાવલમ્બી રહેવું અને સમર્થ થવું એ રાષ્ટ્રનો પરમ ઉદ્દેશ છે, અને વ્હેપારોદ્યોગ સાધન માત્ર છે. ઝાડની વૃદ્ધિ માટે જેમ કેટલીક વાર તેની ડાળીઓનું ઝારણુ આવશ્યક થાય છે, તેમ રાષ્ટ્રની અમુક સંસ્થિતિમાં તેના વ્હેપારપ્રવાહ યોગ્ય બન્ધનોથી નિયંત્રિત રાખવાની અને અમુક પ્રણાલોમાં જ વ્હેતા રાખવાની જરૂર છે. ઈ. સ. ૧૮૪૬ માં ઇંગ્લાન્ડના વ્હેપારને નિરંકુશ કરવાની કેટલે અંશે અગત્ય હતી, અને તેમ કરવાથી ઇંગ્લાન્ડના રાષ્ટ્રને એકંદરે લાભ થયા છે કે હાનિ, એ સવાલો અહીં લઇ બેસવાનું પ્રયોજન નથી. પરંતુ ઘણાખરા અંગ્રેજ લેખકો નિરંકુશ વ્હેપારોદ્યોગથી ઇંગ્લાન્ડને ઓગણી-શમા સૈકામાં કેવલ લાભ થયો છે એટલું જ નહીં, પણ સર્વ રાષ્ટ્રોએ હમેશાં એટલે ગમે તેવા સંજોગો અને પરિસ્થિતિમાં

ય તે એ નીતિ જ અમલમાં મુકવી જોઇએ, એમ માની જ લે છે. * આથી કરીને સંસ્થાનો અને ઇંગ્લાન્દના પરસ્પર

---

* ઉપર લખેલું ૧૮૯૫ માં. ત્યારે પણ દા. કનિંગહામ (ઇકોનોમિક હિસ્ટરી ઓફ ઈંગ્લાન્દ એ મહાગ્રન્થના જગત્પ્રસિદ્ધ કર્તા ) જેવા અત્યન્ત સ્વતંત્ર વિચારકોની વિચારણા ધીરેધીરે ફેલાવા માંડી હતી. પછી જગદ્વ્યેપાર અને યાંત્રિક ઉદ્યોગોમાં જર્મની અને યુનાઇટેડ સ્ટેટસની વધતી જતી હરીફાઇથી ઈંગ્લાન્દમાં વિચારમન્થન મોટા પ્રમાણમાં શરુ ગયું; ચેમ્બર્લેન ઇમ્પીરિયલ પ્રેફરન્સની નીતિ રાષ્ટ્રમાં દાખલ કરાવવાના પ્રયાસનો આગેવાન થયો. એક તરફથી બાલ્ફોર અને કોન્સર્વેટિવ પક્ષ અને બીજી તરફથી ફ્રી ટ્રેડને જ શ્રુતિસ્મૃતિ માનનાર લિબરલો એ પ્રયાસની સામે થયા. અને બ્રિટિશ રાષ્ટ્રનીતિ ધીરેધીરે ફરતી હતી ત્યાં આવ્યું ૧૯૧૪-૧૯૧૮ નું મહાયુદ્ધ, જેના અનુભવોથી રાષ્ટ્રચિન્તકો અર્થશાસ્ત્રીઓ તમામના વિચારોમાં મૂલથી માંડીને શિખર પર્યન્ત મહાભારત ઉથલપાથલ થઇ ગઇ છે. એકહથ્થુ સત્તા કાબેલ હોય નિઃસ્પૃહી હોય રાષ્ટ્રની હિતસાધનામાં નિરલસ હોય, ટૂંકામાં માણસ જ તો ય માનુષી અપૂર્ણતાઓ અને દોષોથી જેટલે અંશે ઊગી હોય તેટલે અંશે દેશનો અઢળક લાભ સાધી શકે છે એટલી વાત નિર્વિવાદ અનુભવસિદ્ધ થઇ ગઇ. યુરોપી રાષ્ટ્રોએ પંદરમાથી ઓગણીશમી સદી પર્યન્ત ચલાવેલી આથોંય નીતિઓ હવે નવેસર અને વધારે સમગ્રદૃષ્ટિથી વિચારાવા–તપાસાવા લાગી છે. આ નવાં દૃષ્ટિબિન્દુએ યુરોપના પ્રાચીનઅર્વાચીન તમામ રાષ્ટ્રોના ઇતિહાસ વીશમી સદી દરમિયાન નવેસર ચર્ચાશે અને લખાશે.

સમ્બન્ધમાં એથી ઉલટી નીતિ પ્રવર્તતી હતી એવું જોતાની સાથે એ વચ્ચે વિરોધ પડવાનું મુખ્ય કારણ એ જ, એવા ભ્રમમાં તેઓ પડી જાય છે. તથા ભ્રમનો પણ એકમાંથી અનેક થવાનો સ્વભાવ છે, એટલે આ ભ્રમબીજમાંથી શાખાઓ ફૂટી એકએક સાથે ગુંચવાઇ જઇ વિગ્રહના ખરા સ્વરૂપને ઢાંકી દે છે.

યુનાઇટેડ સ્ટેટ્સના સ્વાતંત્ર્યવિગ્રહનો અહેવાલ આપતાં અમેરિકન ઇતિહાસકો આ પ્રમાણે કુદરતી દેશભક્તિને લીધે અને અંગ્રેજ ઇતિહાસકો વધારે કુદરતી પક્ષભક્તિને લીધે ખોટા દોરાયા છે, તેમની ભૂલો આ નિબન્ધમાં ના આવી જાય તે માટે બનતો પ્રયત્ન કરીશું. અને પ્રથમ જેઓ ઇંગ્લાન્દની તે યુગની વ્હેપારનીતિ સંસ્થાનોને અતિહાનિકારક ગણી તેને ત્યાંની પ્રજામાં બેદિલી અને સ્વાતંત્ર્યેષણા પેદા થવાનું મૂલ માને છે, તેમની દલીલ તપાસિયે. ખરી વાત છે કે સંસ્થાનિકોએ ઇંગ્લાન્દને હાથે પોતા ઉપર ગુજરતા જુલમોમાં એ નીતિને પણ ગણાવી છે. પરંતુ તેમને સ્વતંત્ર થવા ઉશ્કેરનારામાંથી પણ ઘણા એ તકરાર વાસ્તવિક નથી એમ ચોકખું સમઝતા હતા. બૅન્જામિન ફ્રાંક્લિને “ વસ્તીના વધારા સમ્બન્ધી વિચારો ” એ નામે નિબન્ધ લખ્યો છે, તેમાં એ પ્રસિદ્ધ લેખક સંસ્થાનોમાં વસ્તી દર પચ્ચીશીએ કે તેથી પણ ઓછા ગાળામાં બેવડાય છે, એવું અવલોકન કરીને તેના ખુલાસામાં જણાવે છે, જે યુરોપના લોકો કરતાં

સંસ્થાનિકોની સ્થિતિ ઘણી સારી હોવાથી તેમનામાં લગ્નો ઘણાં વધારે અને વેળાસર થાય છે, ઘણાં વધારે ફળદ નીવડે છે, અને વસ્તીના વધારાની ઝડપ તેમ માત્રા વધારે આવે છે. **જૉન ઍડમ્સનો** અભિપ્રાય આથી પણ વધારે સ્પષ્ટ છે. ઇંગ્લાન્દના આયાતનિકાસ વહાણવટાં, આદિના કાયદાઓથી જે વર્ગના સંસ્થાનિકોને નુકસાન જતું તેમને ઇંગ્લાન્દ સામે ઉત્તેજવામાં એ પાકો વકીલ કશી મણા રાખતો નહીં. તથાપિ ખાનગીમાં એ પણ સ્વીકારતો કે એ કાયદાઓથી સંસ્થાનોને એકંદરે હાનિ થતી ન્હોતી. એમ પણ નહીં કહી શકાય કે એ કાયદાઓ વડે ઇંગ્લાન્દે પ્રવર્તાવેલી નીતિ નવી હતી. **હોલાન્દ પોર્ટુગલ**, અને **સ્પેન** પોતપોતાના સંસ્થાનો અને તાબેના મુલકો પ્રતિ એ જ નીતિ અનુસરેલાં હતાં. એ સર્વ રાષ્ટ્ર અને ઇંગ્લાન્દની નીતિ વચ્ચે જેજે તફાવત હતા, તે સર્વ ઇંગ્લાન્દે પોતાની નીતિ વધારે દીર્ઘ દૃષ્ટિથી યોજેલી, અંદર **સ્પેન** આદિએ કરેલી ભૂલો ન આવી જાય એમ યોજેલી, સંસ્થાનોનાં સુખ અને આબાદી મૂલ સિદ્ધાન્તો જાળવીને જેમ બને તેમ વધારે સધાય એવી યોજેલી, તેના જ પરિણામ હતા. જે નીતિ ઘણે સ્થલે પ્રચલિત હોય, વળી જે પોતાના યુગના માનસનું માનવ બુદ્ધિથી રચી શકાય તેવું ઉત્તમ પ્રતીક હોય, તે નીતિ યોગ્ય જ હોવી જોઇએ, એવું અમારું કહેવું નથી: આપણી સ્વતઃસિદ્ધ જેવી માન્યતાઓની વિરોધી હોય તથાપિ એવી નીતિને પ્રથમ દર્શને

જ અયોગ્ય માની ના લેવાય, એ અમારી તકરાર છે. અને કોઇ પણ નીતિની યોગ્યાયોગ્યતા તપાસવામાં તેને કેટલાં રાજ્યો અવલમ્બે છે, તેનું સ્થાન પોતાના યુગના વિચાર પ્રવાહમાં ક્યાં છે, એવા સવાલ અગત્યના છે, કેમ કે પ્રથમ દર્શને જ અયોગ્ય લાગે, સૌને લાગે, એવી નીતિ લાંબા કાલ લગી કે અનેક રાષ્ટ્રોમાં પ્રવર્તેલી હોય જ નહીં. ઇગ્લાન્દની હાલની (અર્થાત્ ઓગણીશમી સદીના ઉત્તરાર્ધની) નિરંકુશ વ્હેપારનીતિને ઇગ્લાન્દની આગલી ( અર્થાત્ સોળમાથી ઓગણીશમા સૈકાના પૂર્વાર્ધ લગીની) નીતિ સાથે આ મુદ્દાને લક્ષમાં રાખીને સરખાવિયે, તો બેશક પ્હેલી કરતાં બીજી ચ્હડિયાતી માલુમ પડે છે. કેમ કે ઇગ્લાન્દમાં જ્યારે બીજીનો પ્રચાર હતો ત્યારે યુરોપનાં બીજાં રાજ્યોમાં પણ હતો- કેટલાંકમાં ઇંગ્લાન્દ કરતાં આગળથી; વળી ઓગણીશમા સૈકાના મધ્યમાં ઇગ્લાન્દે તેનો ત્યાગ કરી પ્હેલી નીતિ સ્વીકારી, ત્યારે ઇગ્લાન્દ વ્હેપારોદ્યોગમાં આખી દુનિયામાં શિખરે હતું તથાપિ બીજાં યુરોપી રાજ્યો જૂની નીતિને જ વળગી રહ્યાં. અથચ ઇંગ્લાન્દ પૃથ્વીના રાજ્યોમાં ધીરેધીરે પ્રગતિ કરીને આખરે ટોચે પ્હોંચ્યું, તથા ઈ. સ. ૧૭૧૩ થી ૧૮૭૦ લગીના દોઢ સૈકા જેટલો લાંબો સમય ટોચે નભી શક્યું, એ મહાભારત બનાવનું એક વાસ્તવિક તેમ મુખ્ય કારણ ગણાવાનો એ જૂની નીતિને હક્ક છે. ઈ. સ. ૧૮૭૦ પછી ટોચે આવેલું જર્મન રાષ્ટ્ર અને ઈ. સ, ૧૯૦૦ પછી ટોચે

આવતું યુનાઇટેડ સ્ટેટ્સ, એ બંને રાષ્ટ્રે એ જૂની નીતિના જ સિદ્ધાન્તોને દુનિયાની ફરી ગયેલી સંસ્થિતિમાં પોતપોતાનાં બલાબલને અનુકૂલ રૂપાન્તરોમાં વળગીને જ પોતપોતાની પ્રગતિ સાધી છે, એ વિશેષ હકીકતો પણ ઐતિહાસિક વિચારકે ધ્યાનમાં લેવાની છે.

ચૌદમા સૈકામાં ઇંગ્લાન્દનો સ્થાનિક તથા દેશાવરનો વ્હેપાર ઘણોખરો પરદેશીઓના હાથમાં હતો. પણ રાજા બીજા રિચર્ડના સમયથી ઇંગ્લાન્દે આ જૂની નીતિ અપનાવી. પંદરમા સૈકામાં અંગ્રેજ વ્હેપારીઓ ભૂમધ્યસમુદ્ર અને બાલ્ટિકના બંદરોમાં પગપેસારો કરતા થયા. સોળમા સૈકામાં તેઓ બીજા દેશોના સાહસિક સોદાગરોની પાછળપાછળ કે તેમણે પડ્યા મુકેલા ખૂણાખોચરાના પ્રદેશોમાં જવા લાગ્યા. દરમિયાન રાણી ઇલિઝાબેથની કારકર્દીગીમાં એ નીતિનાં અંગોપાંગ માટે પુખ્ત વિચાર પછી સુસંકલિત કાયદાઓ ઘડાયા. સ્ટુઅર્ટ વંશના સૈકામાં એ જ નીતિના અનુસરણથી વેનિસ તથા હાન્સ નગરજૂથ (Hanse League)ની સમૃદ્ધિ સંપાદન કરનારાં, સ્પેનની સલતનતને હંફાવનારાં, બે રાષ્ટ્ર–હોલાન્દ અને ઇંગ્લાન્દ–વચ્ચે શરત ચાલી, અને ઈ. સ. ૧૬૮૮માં બીજો જેમ્સ તખ્ત મુકીને નાઠો, ત્યાર પ્હેલાં તો હોલાન્દ થાકીને પાછળ પડી ગયું. પણ આ સામ્રાજ્ય–શરતમાં ફ્રાન્સે પણ દોડવા માંડ્યું હતું. ઉવિલિયમ અને એનનાં વર્ષોમાં ઇંગ્લાન્દ ફ્રાન્સ વચ્ચેનો પ્હેલો વિગ્રહ

થયો, અને અઢારમા સૈકાના અન્તથી ઓગણીશમાના પ્હેલા દોઢ દાયકા લગી છેલ્લો વિગ્રહ થયો. બંનેમાં ઇંગ્લાન્દ જીત્યું, પણ પ્હેલા વિગ્રહમાં તે યુરોપનાં બીજાં ઘણાં રાજ્યોની કુમક મેળવીને જ જીતી શકેલું, ત્યારે વચલા અરસામાં આ નીતિના પ્રભાવથી તે એટલું વધારે બલવાન અને સમૃદ્ધ બનેલું કે છેલ્લા વિગ્રહમાં ફ્રાન્સના અસાધારણ પ્રસારા સામે જાતનો ટકાવ તેમ આખા યુરોપની સ્વતંત્રતાનો બચાવ એકલે હાથે કરી શક્યું. ઉલટ પક્ષે ઇંગ્લાન્દની નવી રાજ્યનીતિથી શો લાભ થયો એમ પૂછિયે તો અત્યાર (૧૮૯૫) સુધીમાં એટલુંજ જોવામાં આવે છે કે વસ્તી, વ્હેપાર, કારખાનાં અને સમૃદ્ધિ પુષ્કળ વધ્યાં છે ખરાં, પણ વ્હેપાર કારખાનાં વસ્તી અને સમૃદ્ધિમાં **જર્મની ઑસ્ટ્રિયા**, અને **ફ્રાન્સ** પણ વધીને ઇંગ્લાન્દની સમીપ આવતાં જાય છે, **જર્મની** આગળ નીકળતું જણાય છે;–અને મહાયુદ્ધ અને તે પછીના સમયનો વિચાર કરિયે છિયે તો વળી ઉમેરવું પ્રાપ્ત થાય છે, કે **જર્મની** આગળ વધી ગયું જ, નૌકાબલમાં પણ ઇંગ્લાન્દને ધાસ્તી લાગે એટલું વધ્યું, અને મહાવિગ્રહ જામતાં જ ઇંગ્લાન્દને સ્વસંરક્ષણ માટે પોતાની માનીતી નીતિ અનેકાનેક મહત્ત્વના અંશોમાં ત્યજવી પણ પડી.

એ નીતિ યોગ્ય હતી અનુભવે ફેરવીફેરવીને યુગાનુકૂલ બનાવેલી હતી અને તેનાથી સરવાળે સંસ્થાનોને પણ લાભ હતો, એ ઉપરાંત એની તર્ફમાં ઘણું વિશેષ કહી શકાય

એમ છે. તેને વખોડનારા તેનો મહાન ઉદ્દેશ વિશાળ પ્હોંચ (reach રીચ) કે સયુક્તિક સાધનપ્રપંચ સમઝ્યા જ નથી. ઇંગ્લાન્ડનો વ્હેપાર માત્ર ખીલવવો, કે સંસ્થાનોને તેનાં માત્ર આશ્રિત રાખવાં, અગર સંસ્થાનોની દોલત અમુક જાતની જ વધવાખીલવા દઇને તેમાંથી ઇંગ્લાન્ડની વસ્તીના કેટલાક ભાગને પ્રાપ્તિ કરાવવી, એટલી જ તેની મતલબ ન્હોતી. સંસ્થાનિકોનો લાભ તેનું પરમ લક્ષ્ય ન્હોતું એ ખરું છે, કોઇ પણ એક જ વર્ગના અંગ્રેજોને દ્રવ્યલાભનું લક્ષ્ય એમાં ગૌણ સ્થાને હતું, તેટલે અંશે આ પણ તેમાં ગૌણ સ્થાને હતું. એ નીતિને સાકાર કરવાને યોજેલા કાયદા સંસ્થાનિકોને મરજીમાં આવે તેવો વ્હેપાર કે ધંધો કરતાં અટકાવતા, પણ તે પ્રમાણે અંગ્રેજોને ય અટકાવતા. દાખલા તરીકે, સંસ્થાનિકોને લોહકામનાં કારખાનાં કાઢવાનો પ્રતિબન્ધ હતો, તો અંગ્રેજોને તમાકુ ઊગાડવાનો હતો. એ નીતિના બધા અવયવનું સમતોલ વર્ણન કરતાં કે તે દરેકને માટે રચેલા અને ફેરવાતા કાયદાઓ નોંધવા જતાં અતિઘણું લંબાણ થઇ જાય, પણ તેના પ્રધાન વિભાગો વિશે બબ્બે અક્ષર લખવા પડે છે. જે રાષ્ટ્રચિન્તકોએ તે ઇંગ્લાન્ડમાં દાખલ કરી તે પોતાના રાષ્ટ્રને સમર્થ અને સ્વાવલમ્બી કરવા ઇચ્છતા હતા. પરદેશ સાથે વિગ્રહોમાં, અને દેશની વસ્તીસમૃદ્ધિ વધારવા ધંધા રોજગારને પોષવા માટે, ધનની અગત્ય છેઃ કહ્યું છે કે પૈસો સંગ્રામમાં સ્નાયુ જેવો અને વ્હેપારધંધાના શરીરમાં

લોહી જેવો છે. માટે તેઓ ઇંગ્લાન્દમાં ધનસંચય કરવા મથ્યા. સ્પેનના રાષ્ટ્રચિન્તકોએ એ જ લક્ષ્ય રાખેલું. પરંતુ તેઓ જ્યારે દેશદેશનું સોનુંરૂપું ઘસડી આણી પોતાને કૃતાર્થ થયા માનતા; ત્યારે અંગ્રેજ રાષ્ટ્રચિન્તકોએ ધન કરતાં ધનોત્પાદક કારણો પર દૃષ્ટિ દોડાવી અને જોઇ લીધું જે દેશની આયાતનિકાશમાં–સોનારૂપાની આયાતનિકાસને ન ગણતાં–નિકાસ સરવાળે વધતી જાય તેમ, વ્હેપારપ્રવાહની આવકજાવકથી એની મેળે ઇંગ્લાન્દ ધનથી ભરાતું જાય, એટલું જ નહીં પણ જરૂરી વસ્તુઓ માટે પરદેશો ઉપર આધાર રાખવાને બદલે તે પોતે જ બનાવતું થતું જાય. સ્પેન અને ઇંગ્લાન્દની નીતિનો તફાવત સ્પષ્ટ કરવા આપણે એક દાખલો લઇયે. કૃષિ માટે નવી કસદાર ધરતીની અગત્ય બંને સમઝતાં, પણ એક જૂનાં ખેતરનો કસ ચૂસાઇ જતાં તે પડતાં મુકતું અને જાણે કે પડતર ભોંય મેળવીમેળવીને વાવણી કરતું, ત્યારે બીજું હરસાલ રેલાતી નદીઓમાંથી પોતાનાં ખેતરોમાં જાણે કે નીકો વાળતું એટલે એ ને એ ખેતરો નવાં ચગાંથી વારમ્વાર પથરાતાં અને નવાં બનતાં. એકનું મુખ્ય લક્ષ્ય નવીનવી ભોંય કબ્જે કરવાનું ત્યારે બીજાનું વધતી નિકાસ માટે નવીનવી બજારો (markets માર્કેટ્સ) મેળવવાનું હતું. નિકાસ વધતી જ જાય એટલા સારુ અવનવા હુન્નરધંધા ખીલવવા, કસબી વસ્તી પોતાના દેશમાં આણ્યા કરવી, નવીનવી બજારોને દ્રવ્યો કયા રૂપમાં કયે

ભાવે જોઇએ તેની વાસ્તવિક માહિતી મેળવતા રહેવી, એ પણ તેમના પ્રવૃત્તિવિષય હતા.

કોઇ પણ દેશના સામર્થ્યનો સાચો આધાર તેની તનદુરસ્ત મજબૂત વસ્તી છે; અને એવી વસ્તી પેઢી દર પેઢી ઉત્પન્ન કરનાર મુખ્ય ધંધો ખેતી છે. વળી દેશના ખોરાક માટે અવશ્ય જરૂરી પદાર્થો વાસ્તે પરાયા મુલકને ભરોસે રહેવામાં કદાપિ સ્વતંત્રતાને પણ ધક્કો લાગે છે, અને એવા સર્વ પદાર્થો ખેતી અને તેને લગતા ધંધાઓ દેશમાં જ ઊપજાવી આપે છે. આ પ્રમાણે વસ્તીનો જેટલો ભાગ કામ કરવા રાજી અને સશક્ત હોય તેની ગોઠવણો કરીને આ રાષ્ટ્રચિન્તકોએ વસ્તીમાંના અપંગ વૃદ્ધ આદિ કામકાજ કરી ન શકે તેમના નિર્વાહ સારુ, તેમ જેઓ આળસ દુર્વ્યસન કે બીજી કટેવને લીધે કામકાજ કરતા ના હોય, તેમને યોગ્ય સજાના પણ કાયદા ઘડ્યા. વળી ઇંગ્લાન્દના સામર્થ્યનો મુખ્ય સ્તમ્ભ તેનું નૌકાસૈન્ય, તેને માટે વ્હાણો, ખલાસીઓ, સરસામાન વગેરે એની મેળે વધતાં જાય એવા હેતુથી તેમણે અનેક હિકમતો રચી. આયાત અને નિકાસ તમામ અંગ્રેજી વ્હાણોમાં જ થઇ શકે એમ ઠરાવ્યું. કાબેલ સાહસિક નાવિકે માટેનું ઉત્તમ સાધન માછીનો ધંધો હોવાથી અંગ્રેજ માછીઓને જૂદેજૂદે સ્થલે મત્સ્યગ્રહણ કરવાના હક્ક પરરાજ્યો સાથે સન્ધિ વગેરે ખટપટો કરી મેળવતા ગયા; માછલાં ઇંગ્લાન્દમાં વધુ ખપે એટલા માટે અમુક દિવસોએ મત્સ્યાહાર જ, એવ

પણ કાયદા રચાયા; કાથો, ડામર, શણ આદિ વ્હાણ બાંધવામાં અને ચલાવવામાં જોઇતા પદાર્થો જથાબંધ મળ્યા કરે તે માટે પોતાના દેશની કેટલીક નીપજ બદલામાં વગર દાણે જવા દેવાની સ્કેન્ડિનેવિયા અને રશિયા સાથે કબૂલાત કરી. વગેરે આવી સર્વગ્રાહી રાજ્યનીતિમાં સંસ્થાનોને પણ યોગ્ય સ્થાન આપવામાં આવ્યું હતું. ઇંગ્લાન્દના રાષ્ટ્રચિન્તકોને સંસ્થાનિકો અળખામણા અને ઇંગ્લાન્દના વતનીઓ વ્હાલા એમ ભેદભાવ ન્હોતો. ઇંગ્લાન્દની જ વસ્તીના જૂદાજૂદા વર્ગો જેમ અંગત અને તત્કાલ સ્વાર્થોમાં થોડુંઘણું નુકસાન વેઠીને રાષ્ટ્રના ઉત્કર્ષમાં સહાયક બનતા, તેમ સંસ્થાનિકોને પણ થવાનું હતું. ઇંગ્લાન્દની સંસ્થાનો તર્ફની વર્તણુકનો મુખ્ય ઉદ્દેશ એવો હતો કે સંસ્થાનોમાં કૃષિથી થતી ઉત્પન્ન ઇંગ્લાન્દે વ્હોરવી, ઇંગ્લાન્દની કારીગરીથી બનતા પદાર્થો સંસ્થાનોએ વ્હોરવા, અને સર્વ વસ્તુની આવજા અંગ્રેજી વ્હાણોમાં જ થવા દેવી. મનમાની પડતર જમીનનાં માલિક નવાં સંસ્થાનોની ત્વરિત આબાદી માટે આ નીતિ ખોટી પણ ન્હોતી. અને બંનેને અન્યોન્ય લાભ એ હતો કે ઇંગ્લાન્દનાં વ્હાણ વધતાં, તેનું સ્વાવલમ્બન વધતું, આયાત કરતાં નિકાસનો શેષ વધતાં દોલત વધતી, અને સુખી સ્થિતિને પરિણામે વસ્તી વધતી, તો ઇંગ્લાન્દમાં દોલતવસ્તી ઊભરાતાં છલકાઇ સંસ્થાનોમાં વહી ત્યાંની આબાદીને ઓર ખીલવતાં, અથચ ઇંગ્લાન્દનું નૌકાબલ વધતાં સંસ્થાનો ઇંગ્લાન્દ જેટલાં જ

સુરક્ષિત નિશ્ચિન્ત રહી શકતાં. ખરે, વડની ડાળીઓમાંથી વડવાઇઓ ઊતરી જમીનમાં મૂલ નાખે, નવી વડવાઇઓ થતી જાય તેમ જૂની વડવાઇઓ સહવર્તમાન અસલ થડ ધીંગાં થતાં જાય, અને અન્યોન્ય રસસંચારથી આખું વટમંડલ વિસ્તીર્ણ સુદૃઢ બનતું જાય, તે કાલક્રમે નીચેથી આવતી જબરી રેલોની, ઉપરથી ધસતાં પ્રચંડ તોફાનોની, કે અંદરથી લાગતા ચેપી સડાની પણ પરવા ન કરે, અને આસપાસના ક્ષણિક સંસારમાં કોઇ અલૌકિક સત્ત્વ જેવું ચિરકાલ ટકી રહે, એવી આ રાષ્ટ્રની ઘટના હતી. પણ ધારો કે એ મંડલમાંની એક મજબૂત વડવાઇમાં ચેતના આવતાં તેને અસલ થડ સાથેના સમ્બન્ધમાં લાઘવ લાગવા માંડે, અને એ સમ્બન્ધને કાપી આપનાર એક કઠિયારો પણ મળી જાય, તો પછી ? સ્વાભાવિક પક્ષપાતથી કે અજ્ઞાનને લીધે સત્ય ન જોઇ શકે એવા ઇતિહાસકો ગમે તે કહે, પણ સંસ્થાનો અને ઇંગ્લાન્ડ વચ્ચેનો સમ્બન્ધ લાંબો ન ચાલવાનું ખરું કારણ એ જ, કે સંસ્થાનિકોની ઇંગ્લાન્ડ તર્ફની વૃત્તિ દેશભક્તિ (patriotism પેટ્રિયટિઝમ્)ની ન હતી. તે એથી કેટલી તો વિરુદ્ધ હતી તેનો વાસ્તવિક ખયાલ આવે તે માટે **સાતવર્ષી વિગ્રહ** પછીના જે બનાવોમાંથી લડાઇ સળગી તેનું હવે નિરીક્ષણ કરિયે.

## ૬ : યુ. સ્ટે. નો સ્વાતંત્ર્યવિગ્રહ.

**સાતવર્ષી વિગ્રહ**માં ઇંગ્લાન્દને આઠ કોટિ વીશ લાખ પૌંડ ખર્ચ થયેલો, જેમાંથી ૭ કોટિ કરજે કહાડવા પડેલા. સ્પેન અને ઑસ્ટ્રિયાના વારસાના વિગ્રહોમાં ઇંગ્લાન્દનું રાષ્ટ્રીય કરજ (National Debt નેશનલ ડેટ) ઘણું વધી ગયું હતું, તેમાં આ ૭ કોટિ કરજ ભારનો ઉમેરો થતાં અંગ્રેજ રાષ્ટ્રચિન્તકો ફિકરમાં પડ્યા. જમાવસૂલ હરકોઇ રસ્તે વધારવી જોઇએ એટલી વાત વ્હિગ ટોરી બંને પક્ષે કબૂલ કરી. છેલ્લા વિગ્રહનો એક હેતુ સંસ્થાનોનું રક્ષણ કરવાનો હતો, અને તેમાં મળેલા જયથી સંસ્થાનોને અતિ મોટા લાભ થયા હતા. વળી એ વિગ્રહ પછી સંસ્થાનો સામે અમેરિકાના જંગલી મૂલવતનીઓ ઊઠયા હતા, અને એ બખેડામાં સંસ્થાનોએ બહુ ઓછી તાકત બતાવી હતી. આવી સ્થિતિમાં અમેરિકામાં દશેક હજારનું લશ્કર રાખવાની, અને તેના ખર્ચજોગી ઊપજ બને તો ત્યાંથી જ ઊઘરાવવાની જરૂર હતી. આ સર્વ ધ્યાનમાં લઇ મેહસૂલી વજીર (Chanceller of the Exchequer ચેન્સેલર ઓફ્ ધિ એકસચેકર) ગ્રેન્વિલે સંસ્થાનો ઉપર કર નાખવાનું ઠરાવ્યું, અને તેમના એલચીઓનું મત પૂછીને તથા બીજા કોઇ કર સૂચવવા તેમને આપેલી વર્ષ એકની મેહતલ પૂરી થતાં, ફેબ્રુવારી ૧૭૬૫માં સ્ટૅમ્પ ઍક્ટ (Stamp Act)

નામે કાયદો દાખલ કર્યો. એ કાયદાની રૂઇએ ઊઘરાવવાની રકમ જૂજ હતી, અને વ્હેપારી કે મધ્યમ વર્ગની રૈયત તેની સામે થઇ શકે એમ ન્હોતું. વળી ગ્રેન્વિલે સાથેસાથે વેરા આદિની એવી ગોઠવણુ કરી હતી કે એકંદર પૈસા સમ્બન્ધે સંસ્થાનોને ખોટ જવાને બદલે ઉલટો નફો થાય. પરંતુ તાણીતોડીને પ તે લડાઇ વ્હોરવાનો જ્યાં એક પક્ષનો નિશ્ચય હોય, ત્યાં બીજાનું શું ચાલે ? સંસ્થાનોની ધારાસભાઓ (Legilatures) એ એક પછી એક એ કાયદા વિરુદ્ધ પોતાના અભિપ્રાય જાહેર કર્યા. ઇંગ્લાન્ડની પાર્લમેંટમાં સંસ્થાનોના પ્રતિનિધિ છે નહીં, માટે સ્ટેમ્પ જેવો સ્થાનિક કર નાખવાનો તેને અધિકાર નથી, એવી–ખરું જોતાં પોલી પણ–બ્હારથી સંગીન જણાતી અને વિરુદ્ધ પક્ષને માન્ય રાખવી પડે એવી દલીલ આગળ કરીને સંસ્થાનોએ કાયદેસર વિરોધ આરંભ્યો. વળી બધાં સંસ્થાનોએ એક સમાજ ( Congress કોન્ગ્રેસ )માં એકત્ર થઇ ઇંગ્લાન્ડને ભેગી અરજી કરવાની મૅસ્સચ્યૂસેટ્સની સૂચનાનો ઈ. સ. ૧૭૬૫ ના અકટોબર માસમાં અમલ થયો. પણ આ સમાજ પ્હેલાં તો ઘણાંખરાં સંસ્થાનોમાં કેટલાક હરામી આગેવાનોની છૂપી ઉશ્કેરણીથી હલકા વર્ગના ડંગોરિયા લોકોએ કાયદાવિરુદ્ધ કૃત્યો કરવા માંડી ચોતર્ફ તોફાન ગજાવી મુક્યું, સૂબાઓને અને બીજા અમલદારોને તથા ઇંગ્લાન્ડનો પક્ષ નિરૂપવા નીકળતા પ્રતિષ્ઠિત ગૃહસ્થોને હથિયારબંધ ટોળાંઓએ હુમલા

ફરીફરીને ડારી દીધા, અને સ્ટૅમ્પ ઇંગ્લાન્દથી આવ્યા તે પ્હેલાં તે વેચવાને નીમવામાં આવેલા દરેક કારકુને-સ્વેચ્છાએ કે આવા ધાકથી દબાઇને-રાજીનામું આપી દીધું. દરમિયાન જુલાઇ માસમાં ઇંગ્લાન્દનું મંત્રીમંડલ ફરી ગયું, અને નવા મંત્રીઓએ ઈ. સ. ૧૭૬૬માં સ્ટૅમ્પ ઍક્ટ રદ કર્યો.

વિરોધનું એક નિમિત્ત દૂર ન થયું ને બીજું ઉત્પન્ન થતાં વાર ન લાગી. ઈ. સ. ૧૭૬૭ માં પ્રતિપક્ષે ( the Opposition ઑપોઝિશન ) પાર્લમેંટ પાસે જમીન ઉપરનો કર ઓછો કરાવ્યો તેથી ઇંગ્લાન્દની જમાવસૂલમાં પાંચ લાખ પૌંડની ઘટ પડી. તે પૂરવાને મેહસૂલી વજીર ટાઉનશેંડે અમેરિકા જતાં ચ્હા, કાચ, કાગળ, વગેરે ઉપર જૂજ જકાત નાખી. અને ઈ. સ. ૧૭૬૩ થી ગ્રૅન્વિલે અમેરિકાના આયાતનિકાસ વ્હેપાર તથા વ્હાણવટાને લગતા જૂના-પ્હેલો જેમ્સ, પ્હેલો ચાર્લ્સ, ક્રૉમ્વેલ, બીજો ચાર્લ્સ, તથા બીજો જ્યૉર્જ એમણે જૂદે જૂદે વખતે ઘડેલા કાયદાનો અમલ તાજો કરવાને સખ્ત ઉપાયો યોજવા માંડેલા, તથા અમેરિકામાં અંગ્રેજી લશ્કરનાં થાણાં નાખવા ઠરાવેલું, તેમાં કંઇ મંત્રીમંડલના ફારફેરથી તફાવત પડ્યો ન્હોતો. ઈ. સ. ૧૭૬૮ના ફેબ્રુવારી માસમાં મૅસ્સચ્યૂસેટ્સની ધારાસભાએ બીજાં સંસ્થાનો ઉપર આ બાબતો વિશે એક આકરો લગભગ બળવાખોર કાગળ લખ્યો, તથા ફ્રાન્સ સામે લડાઇ જાગવાનો સમ્ભવ છે એવું છેક અધર મ્હાનું બતાવીને

લડાઇની તૈયારીઓ કરવા માંડી. હલકા વર્ગનાં તોફાનો ચાલુ જ હતાં, તેને હવે ધારાસભાઓ તરફથી ઉત્તેજન મળવા લાગ્યું. સપ્ટેમ્બરમાં ઉપર જણાવેલા કાયદા મુજબ ઇંગ્લાન્ડથી લશ્કર આવી પ્હોંચતાં વાત વધી પડી. અને સૂબા પદે બર્નાર્ડને બદલે હચિન્સન નામે ઢીલા માણસની નીમણુક થતાં દંગાખોર લોકોને ચ્હડી વાગ્યું. ઈ. સ. ૧૭૭૦ ના માર્ચમાં લશ્કરની એક ટુકડી અને એક હથિયારબંધ ટોળા વચ્ચે ઝપાઝપી થઇ, જેમાં થોડાકના જાન ગયા. બીજે દિવસે બોસ્ટનમાં સાતેક હજાર હથિયારબંધ માણસ ભેગું કરી સેમ્યુઅલ એડમ્સ વગેરે આગેવાનોએ સૂબાને સૂચના–એટલે કે આજ્ઞા–કરી, કે તેણે શેહરમાંથી લશ્કરને ખસેડી લેવું, જે એ પોચડે માથે પણ ચ્હડાવી. ર્‌હોડ આઇલાન્ડ, કનેક્ટિકટ, અને બીજે સ્થલે પણ કાયદાનો અનેક પ્રસંગે અતિક્રમ થયો.

ફ્રેંક્લિન જેવા અંદરથી બેદિલ પણ ઉપરથી સમાધાન માટે આતુરતા દર્શાવનારા માણસો ઇંગ્લાન્ડના રાષ્ટ્રચિન્તકોને ઊંધુંચત્તું સમઝાવવામાં ફાવી શક્યા અને અમેરિકા સ્વતંત્ર થવા જ માગે છે, એવો તેમને બહુ મોડે લગી વ્હેમ ગયો નહીં. વળી બ્રિટિશ સલ્તનતની સલામતિ કરતાં પણ પાર્લમેંટમાં નિરન્તર ચાલી રહેલી પક્ષાપક્ષિમાં ફાવવાની વધારે પરવાવાળાની સંખ્યા તેમનામાં મોટી હતી. કાયદાનો ભંગ થયા પછી તેને પાછા ખેંચી લેવાથી ફિતૂરી લોક શાન્ત પડવાને

બદલે ઉલટા ફાટે છે, તેનો વિચાર કર્યા વગર પાર્લમેંટે જેમ સ્ટેમ્પ એક્ટ રદ કર્યો હતો, તેમ ઈ. સ. ૧૭૭૦ ના એપ્રિલમાં ટાઉન્શેંડના જકાત લેવાના કાયદા પણ રદ કર્યા; માત્ર ચ્હા ઉપરની જકાત રહેવા દીધી, જે એટલી તો થોડી હતી કે ચ્હા ઈંગ્લાન્દ કરતાં પણ સંસ્થાનોમાં ઓછે ભાવે મળી શકે. તથાપિ સ્વતંત્ર થવાનો નિશ્ચય કરી બેઠેલા સંસ્થાનોના પ્હોંચેલા આગેવાનોના ઉદ્યોગ ચાલુ જ રહ્યા. ઈ. સ. ૧૭૭૨માં સૅમ્યુઅલ એડમ્સે પ્રથમ મૅસ્સચ્યૂસેટ્સમાં અને પછી સર્વ સંસ્થાનોમાં પત્રવ્યવહારમંડલો સ્થાપ્યાં, અને એ રસ્તે પ્રજાપક્ષને એટલે કે ઇંગ્લાન્દ સામે લડવા ઇચ્છતા લોકોના પક્ષને ઘણો વધાર્યો અને ઉશ્કેર્યો, અને એકતંતે કામ કરવાને તૈયાર કર્યો. આ મંડલોનું બીજું એ પરિણામ આવ્યું કે પ્રજાપક્ષના આગેવાનોએ પોતાનું બલાબલ ક્યાં ક્યાં કેટકેટલું છે તે યથાસ્થિત જોઇ લીધું. તેઓ ચેતી ગયા કે ઘણાંખરાં સંસ્થાનોમાં પ્રજાપક્ષ નબળો હતો, વળી જ્યાં તેનું બહુમત હતું ત્યાંપણ ઘણે ઠેકાણે વિરુદ્ધ પક્ષની એટલે વફાદાર લોકોની સંખ્યા મોટી હતી. બધાં સંસ્થાનોની વસ્તી એકઠી ગણતાં પ્રજાપક્ષ કરતાં વફાદાર પક્ષ વધારે મોટો હતો; પરંતુ ઉલટી બાજુએ, તેમને માલુમ પડ્યું કે, ન્યૂઈંગ્લાન્દમાં પ્રજાપક્ષનું જોર પુષ્કળ અને નિર્ણાયક હતું. આ સર્વ હકીકત ધ્યાનમાં લઇને પ્રજાપક્ષી આગેવાનોએ પોતાને ફાવતી બાજી રચવા માંડી.

ઈ. સ. ૧૭૭૩ માં ઇંગ્લાન્ડની ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની વખારોમાં જથાબંધ ચ્હા પડી રહી હતી. તે ઉપરની ઇંગ્લાન્ડની જકાત માફ કરી લૉર્ડ નોર્થે તે અમેરિકા મોકલવાને પરવાનગી આપી. આથી સંસ્થાનિકોને ચ્હા બહુ સસ્તી પડત. પણ કમ્પનીનાં વ્હાણો પ્હોંચે તે પ્હેલાં તેના આડતિયાઓને પ્રજાપક્ષે એવા ડરાવ્યા, કે તેમણે ખરીદી કબૂલાત પાછી ખેંચી લીધી. ચાર્લ્સ્ટન બંદરે ઊતારેલી ચ્હા વખારોમાં પડીપડી સડી ગઇ. બોસ્ટન બંદરે તે કાંઠે ઊતારી પણ શકાઇ નહીં. અને ડિસેમ્બરની અઢારમીએ સેમ્યુઅલ એડમ્સ, જ્હોન એડમ્સ, હેન્કોક, આદિ આગેવાનો સહિત સાતેક હજાર માણસ ડક્કા આગળ ઊભેલું તેમની હાજરીમાં જંગલી મોહાક (Mohawks) લોકના વેશમાં કેટલાક તોફાનીઓ વ્હાણો ઉપર પ્હોંચી ગયા અને અઢારેક હજાર પૌંડની કીંમતની ચ્હાની પેટીઓ તોડીફોડી ને દરિયામાં પધરાવી દીધી. ફેબ્રુવારી ૧૭૭૪ માં આ ઉન્મત્ત અત્યાચારની પુનરાવૃત્તિ થઇ. એ બનાવોમાં જાતે અત્યાચાર કરનારાઓ ઉપરાંત તેમને ઉત્તેજનાર અને છૂપવા દેનાર વસ્તી પણ કેટલેક અંશે ગુનાહગાર ગણાય એ સ્પષ્ટ હતું. અને આ વસ્તીને કંઇક શિક્ષા થાય એવા આશયથી લૉર્ડ નોર્થે પાર્લમેંટની સંમતિથી બોસ્ટન બંદર બંધ કર્યું અને મેસ્સચ્યૂસેટ્સના કેટલાક હક્ક છીનવી લીધા.

પ્રજાપક્ષના પ્રપંચી આગેવાનોને આવું જ કંઇક જોઇતું

હતું. તેમનો બેત એવો હતો કે સંસ્થાનો અને ઇંગ્લાન્ડ વચ્ચે અસન્ધેય વિરોધ ઊભો કરવામાં ન્યૂઇંગ્લાન્ડને મોખરે કરવું, અને પછી કંઇ સામથી તો કંઇ શિરજોરીથી, સીધે રસ્તે કે છેવટ ગમે તે રસ્તે, બીજાં સંસ્થાનોને તેની પાછળ ઘસડવાં. નોર્થના ઠરાવના ખબર આવતાં, 'આજે એકના તેમ ધીમેધીમે સૌના રાજકીય હક્ક ડુબાવશે,' એવું ઇંગ્લાન્ડને માથે આળ મુકીને તેઓએ લોકોને ભંભેરવા માંડ્યા, તથા ગુલામ બનિયે તે કરતાં તો સ્વતંત્ર થવું કોને ન ગમે, એવા સ્પષ્ટ ઇસારા કરવા લાગ્યા. જૂન માસમાં મૅસ્સચ્યૂસેટ્સની ધારાસભાએ સર્વ સંસ્થાનોને એક સમાજ ભરવાનાં આમંત્રણ મોકલ્યાં, અને કેટલાંક સંસ્થાનોની ધારાસભાઓમાંથી વફાદાર પક્ષના માણસો ગાળી કઢાયા બાદ તેનો સ્વીકાર થઇ સપ્ટેમ્બરમાં બાર સંસ્થાનોના પ્રતિનિધિઓ ફિલાડેલ્ફિયામાં મળ્યા. એ સમાજે સંસ્થાનોના હક્કનું એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. ઇંગ્લાન્ડ કે બીજા અંગ્રેજી સંસ્થાનોમાંથી કશા માલની –વિશેષે કરીને ગુલામો અને ચ્હાની–આયાત ના કરવા શપથ લીધા, તથા પોતે પછીના મે માસમાં ફરી મળવાનો ઠરાવ કરીને વિસર્જન થયો. દરમિયાન ન્યૂઇંગ્લાન્ડ સંસ્થાનોની વર્તણુક ચોખ્ખી બળવાખોર થતી ચાલી. ઈ. સ. ૧૭૭૪ માં હાકિમ ગેજના હુકમનો અનાદર કરીને મૅસ્સચ્યૂસેટ્સના લોકોએ પોતાની મેળે એક ધારાસભા ચૂંટી કહાડી, જેણે પોતાનું આવાહન કાયદા પ્રમાણે જ થયું હોય

તેમ કુલ અખતિયાર પોતાને સ્વાધીન કરી લીધો, અને તેના શાસન મુજબ દારૂગોળો, હથિયાર, વગેરે સરંજામનો ઝડપથી સંગ્રહ થયો અને વીશ હજાર માણસની સેના પણ ઊભી કરવામાં આવી. વળી આથી પણ આગળ વધીને તેણે છૂપી રીતે અમેરિકાના જંગલી લોકો સાથે મસ્લહત આરમ્ભી તેમની એક ટોળીની કુમક પણ સ્વીકારી. ઈ. સ. ૧૭૭૫ના એપ્રિલમાં ગેજે બળવાખોરોની યુદ્ધસામગ્રીનો મુખ્ય સંગ્રહ કૉન્કોર્ડમાં હતો, તેને કબ્જ કરવા એક ટુકડી મોકલી. ત્યાંના સંરક્ષકો એક બ્હાર થતાં છપાંચ ગણી ગયા, એટલે એ સ્થલનો કબ્જો મેળવતાં જરાયે મુશ્કેલી પડી નહીં. પણ ત્યાંથી પાછા છાવણીએ પ્હોંચવામાં અંગ્રેજ નાયકે ઢીલ કરી તેટલામાં સંસ્થાનિક લશ્કરનો મોટો ભાગ ભેગો થઇ ગયો, અને તેના ધસારા આગળ અંગ્રેજ ટુકડીને ન્હાસવું પડયું. ગેજે તેની વ્હારે બીજી ટુકડી મોકલી. બંને લેકિસંગ્ટન આગળ એકઠી થઇ, પણ ત્યાં સુધીમાં અંગ્રેજ લશ્કરનું બસોએક માણસ પડયું. પ્રજાપક્ષના આગેવાનોએ આ પ્રમાણે વિગ્રહની ચિણગારી સળગાવ્યા પછી તેને ફુંકીને એકદમ ભડકો કર્યો. સંસ્થાનિક લશ્કરે અંગ્રેજ લશ્કરને બોસ્ટનમાં ઘેરી લીધું, અને બે વચ્ચે છચોક સંગ્રામ આરમ્ભાયો. ન્યૂઇંગ્લાન્ડમાં બીજે પણ એવા જ બનાવો બન્યા.

મે માસમાં સમાજ (કૉન્ગ્રેસ) પાછો મળ્યો, તેણે જૂનના મધ્યમાં સર્વ સંસ્થાનોનું એક સંયુક્ત સૈન્ય ઊભું

કરવા ઠરાવ્યું, તથા વર્જીનિયાને પ્રજાપક્ષમાં સામેલ કરવા સારૂ ત્યાંના વતની જ્યૉર્જ વૉશિંગ્ટન નામે એક પંકાયેલા લશ્કરી અમલદારને સેનાધિપતિ નીમ્યો. વિગ્રહ દરમિયાન લશ્કરનો ખર્ચ પૂરો પાડવાને કર નાખવાની કે દરેક સંસ્થાન કનેથી અમુક રકમ વા વરાડ ઊઘરાવવાની સમાજની હિંમત ચાલી નહીં, એટલે તેણે પોતાની સહીની ચિઠ્ઠીઓ-નોટો (notes) કહાડી, અને જે કોઇ તે શીકારે નહીં તેને સજા ફરમાવી. નવેમ્બરથી પરરાજ્યો સાથે પત્રવ્યવહાર ચલાવી તેમની મદદ મેળવવાના પ્રયત્ન આદર્યા. વળી ન્યૂહેમ્પશાયર, દક્ષિણ કેરોલીના, અને બીજાં સંસ્થાનોને તેમનું ચાલતું ઇંગ્લાન્ડાધીન રાજ્યતંત્ર તોડી નાખીને નવું રચવાની તેણે સલાહ આપી, અને ઈ. સ. ૧૭૭૬ના જૂલાઇ માસની ૪થી તારીખે અમેરિકાનાં ઇંગ્લિશ સંસ્થાનો યુનાઇટેડ સ્ટેટ્સને નામે સ્વતંત્ર થયાં છે, એવું જાહેરનામું જગત-પ્રસિદ્ધ કર્યું.

આ **સ્વતંત્રતાના જાહેરનામા** Declaration of Independence)નાં કેટલાંક વાક્યો અહીં ઊતારિયે:—

**અમે નીચલાં સત્યો સ્વતઃસિદ્ધ માનિયે છિયે:**

**કે બધાં માણસ સમાન** (equal) **નિર્માયાં છે;**

**કે સરજનહારે તેમને અમુક હક્ક બક્ષ્યા છે, જે છીનવી લેવાનો કોઇને હક્ક નથી, અગર ત્યજી દેવાનો કોઇને અધિકાર નથી.**

**કે પ્રાણધારણ, સ્વાધીનતા, અને સુખાનુશીલન (life, liberty, pursuit of happiness)ના હક એ પ્રકારના છે;**

**કે આ હકકોનું સંરક્ષણ જ રાજ્યોની સ્થાપનાનો હેતુ છે, અને રૈયતની સંમતિ જ રાજ્યોના વ્યાજબી અધિકારોનું મૂલ છે;**

**કે જ્યારેજ્યારે કોઇ પણ રાજ્ય આ ઉદ્દેશનો સંહાર કરતું જણાય ત્યારેત્યારે રૈયતનો હક છે કે તેણે તેમાં ફેરફાર કરવો કે તેનો નાશ કરીને પણ પોતાને સુખસલામતી જેથી ઉત્તમ રીતે મળવાનો સમ્ભવ લાગે, એવા રૂપની રાજકીય અધિકારોની ઘટનાવાળું નવું રાષ્ટ્રતંત્ર સ્થાપવું;...**

આ વાક્યોમાં આવાસ્તવિકતા કેટલી બધી છે તે આ નિબન્ધની અતિ ટુંકી જગામાં કહી શકાય એમ નથી. પણ ઇતિહાસના બનાવોની ઉત્પત્તિમાં સૌથી બલવાન કારણ જે વિચારશક્તિ, તે વિચારોની સત્યતા, સંગીનતા, વા ઉચ્ચતા જેવી ગુણવત્તાની સાથે જ જોવામાં આવે, એમ માનવાનું નથી. ઉપર આવી ગયું છે કે ઘણા સંસ્થાનિકો યુરોપમાં પ્રવર્તતી ધર્મસંસ્થાઓ સામે બંડ કરીને પોતાના દિલમાં વિશુદ્ધ વસેલો ધર્મ પળાય, એ લોભે જૂની દુનિયાનો ત્યાગ કરીને નવી દુનિયામાં આવી વસેલા હતા. કૅલ્વિન આદિ જે ધર્મગુરુઓનું શિક્ષણ તેમણે સ્વીકાર્યું હતું, તેમના

શાસનાતંત્રનો ધર્મ એકલો વિષય ન્હોતો; રાજ્યઘટના અને લોકવ્યવહાર વિશે પણ તેમણે ઉચ્છેદક વ્યુત્ક્રાન્તિકારક વિચારો ઊપજાવ્યા હતા, અને ધર્મના આચારમાં તેમ બીજા આચારમાં પણ પોતાના નવા વિચારોનો અમલ કરવાને તેઓ મથ્યા હતા. વળી કૅલ્વિન વગેરે આદિગુરુઓએ પણ બીજદશામાં મુકેલા કેટલાક વિચાર એમના પછીના સમયમાં એમના તંત્ર–તંત્રોને પણ ભેદી નાખે એ પ્રમાણે વધ્યા–ખીલ્યા હતા. એટલે કેટલેક અંશે રેફૉર્મેશનના અગ્રણીઓના બોધથી ને કેટલેક અંશે વિચારના પોતાના નિરંકુશ વિસ્તારથી રાજ્યસંસ્થા વિશે ધીમેધીમે એવું મંતવ્ય બંધાતું ગયું, કે શાસનનાં એકશાસન વા રાજાશાસન (Monarchy મૉનર્કી), અબહુશાસન વા અમીરશાસન (Aristocracy એરિસ્ટૉક્રસી), બહુશાસન વા પ્રજાશાસન (Democracy ડિમાક્રસી) વગેરે રૂપોમાંથી પ્રજાશાસન જ ઉત્તમ છે, ઈશ્વરપ્રેરિત છે, સૃષ્ટિક્રમાનુકૂલ છે, ઇષ્ટ છે. ખરું જોતાં આ એક એકલ વિચારમણકો નથી, અનેકાનેક વિચારોની એક આખી સંકલિત માલા છે. અને સંસ્થાનિકોએ પોતાના માતૃદેશ ઈંગ્લાન્દ સામે બંડ કર્યું, તે જ ક્રિયામાં આ આખી વિચારસેનાએ પણ પોતાનો રણધ્વજ દુનિયાના મેદાનમાં રોપી દીધો.

અમેરિકાના સ્વાતંત્ર્યનો વિગ્રહ આવાં કારણોથી શરૂ થયો. એના બનાવોની વિગતમાં ઊતરવાનું પ્રયોજન નથી. ઘણી પ્રજાઓ એક વાર લડાઇમાં ઝંપલાવ્યા પછી સત્ય

અને ન્યાયનો પક્ષ તેમનો નથી, એ વાત વખાણુવાલાયક શૂરાતન, આગ્રહ, સ્વાશ્રય, સહનશીલતા, માનીપણું, અને મૃત્યુભયની અત્યન્ત અવજ્ઞા જેવા ગુણોનું દર્શન કરાવીને ભૂલાવી નાખે છે. અમેરિકાના પ્રશંસકોથી પણ તેણે આ વિગ્રહમાં એવા ગુણો પ્રકાશ્યા એમ કહેવાતું નથી. બલ્કે યુરોપના ઇતિહાસમાં ગયેલી સ્વતંત્રતા પાછી જીતવાને અગર સ્વતંત્રતાને વધારે સમર્થ શત્રુના હુમલા સામે ટકાવી રાખવાને સ્વિટ્ઝર્લાન્ડ, હોલાન્ડ, પોર્ટુગલ, ભાગ્યહીન પોલાન્ડ, સ્પેન, જર્મની, ગ્રીસ, અને ઈટાલીને જૂદેજૂદે સમયે મહાન વિગ્રહો ખેડવા પડેલા છે, તે ઇતિહાસો યાદ કરિયે છિયે, ત્યારે એ કીર્તિતેજે ચળકતાં પૃષ્ઠોને મુકાબલે આ અમેરિકાના વિગ્રહનું પૃષ્ઠ ઝાંખુ જ જોવામાં આવે છે. ઇંગ્લાન્ડ અને અમેરિકા વચ્ચે આવેલો ઍટલાન્ટિક સાગર હાલ (૧૮૯૫) તાર અને આગબોટોના સમયમાં એક તળાવડી જેવો બની રહ્યો છે. અને નવીનવી શોધો તેને વધુવધુ સાંકડો જ બનાવતી જાય છે. પરંતુ અઢારમા સૈકાના છેલ્લા પાયામાં એને સામે કાંઠે દુશ્મનાવટ બાંધી બેઠેલા મુલકમાં લડાઇ ચલાવવાનું કામ ઈંગ્લાન્ડને ભારે વિકટ થઇ પડ્યું. વળી સંસ્થાનો દરિયાને કિનારેકિનારે પાથરડીબ્હને મોટાં જંગલોવાળા વિશાળ પ્રદેશમાં આછાંઆછાં વસેલાં હતાં. તેમને જીતવા આવેલાં લશ્કરને એક શેહર સર કરી બીજે જતાં લાંબી મજલો કરવી પડતી અને અનેક મુશીબતો વેઠવી પડતી,

અને ભોગજોગે ત્યાં પ્હોંચતામાં જ આગલું શેહર પાછું દુશ્મનને હાથ ગયાના માઠા ખબર સાંભળવા પડતા. ઉપરા ઉપર જીતો મળે તેનું ફળ એકવાર જ પાછું હઠવું પડે એટલામાં ધોવાઇ જતું. બર્ગોઇનને ઈ. સ. ૧૭૭૭ ના અક્ટોબરમાં સારાટોગા આગળ શરણ થવું પડેલું આવી મુશ્કેલીઓને લીધે. તે કેનેડાથી ૭૫૦૦ લશ્કર અને બેએક હજાર બીજું માણસ લઇને નીકળ્યો, ત્યારે ગોઠવણ એવી હતી કે દક્ષિણથી સર હેન્રિ ક્લિન્ટનના લશ્કરે હુડસન નદીનો પશ્ચિમ કાંઠા સાધી કુચ કરતાંકરતાં આલ્બની શેહર આગળ તેને આવી મળવું, અને એ ભેગી સેનાએ આખું ન્યૂયૉર્ક સંસ્થાન કબ્જે કરી લેવું. બંનેના માર્ગમાં મજબૂત સુરક્ષિત કિલ્લાઓ આવેલા હતા ખરા, પણ થોડાં માણસ વડે ઝાઝાં માણસને ખાળી રાખવાના હેતુથી જ કિલ્લાઓ ચણ્યા હોય છે, એ સમઝણ અમેરિકન દેશસેવક (patriot) લશ્કરમાં હજી ન્હોતી આવી. બર્ગોઇન આગળ વધતો ગયો તેમ અમેરિકન રક્ષકસૈન્યો કિલ્લાઓ છોડી પાછાં હઠતાં ગયાં. એ જ કિલ્લાઓને પોતાના હાથમાં રાખવા માટે બર્ગોઇનને તેમાં ટુકડીઓ મુકવી પડવાથી તેનું લશ્કર ન્હાનું થતું ગયું. વળી ચોતર્ફથી અમેરિકન લશ્કર એકઠું થવા માંડયું, અને આ માટે બર્ગોઇનને લાંબા અન્તર વટાવવાનાં અને ગાઢ જંગલો ચીરવાનાં હોવાથી તેને પુષ્કળ વખત મળ્યો. બર્ગોઇન સારાટોગા આગળ આવ્યો ત્યારે

તેની પાસે પૂરું પાંચ હજાર માણસ ન્હોતું, અને તે સ્થલે અમેરિકનો તેર હજારનો જમાવ કરી શક્યા હતા. અહીં બર્ગોઇન એક યુદ્ધમાં જીત્યો પણ તેથી એને લાભ થયો નહીં, અને અમેરિકનોના વધતાં જતાં લશ્કરે તેને ઘેરવા માંડ્યો. અકટોબરની સાતમીએ બીજી લડાઇ થઇ તેમાં પણ અમેરિકનો ન ફાવ્યા. પરંતુ બર્ગોઇન હવે ચોતર્ફથી ઘેરાઇ ગયો અને લડાઇઓમાં ચારગણી સેનાને હરાવતાં પણ તેને આખરે હથિયાર છોડી દેવાં પડ્યાં. દરમિયાન ક્લિન્ટનનું લશ્કર ઉત્તર તર્ફ આવતું હતું, તેને પણ શત્રુની તરવાર કે કિલ્લાઓ કરતાં માર્ગની લંબાઇ અને વિકટતાથી જ ઘણો વિલમ્બ થઇ ગયો. તે આલ્બની પ્હોંચ્યો તે પ્હેલાં તો બર્ગોઇન શરણે થઇ ચુક્યો હતો. 'એના સામીપ્યના સમાચાર મ્હને દશ દિવસ વ્હેલા મળ્યા હોત તોપણ આ પરિણામ ન આવત,' એમ બર્ગોઇન બોલ્યો—પણ તે શા કામનું ?

સાતવર્ષી વિગ્રહમાં ઇંગ્લાન્ડે ફ્રાન્સનું પૂર્વ તેમ પશ્ચિમનું રાજ્ય છીનવી લીધું ત્યારનું ફ્રાન્સ બળી રહ્યું હતું, એ હકીકત ઉપર નોંધાઇ ગઇ છે. અમેરિકામાં દંગાતોફાન શરુ થયાં તે ક્ષણથી જ તેણે અમેરિકન આગેવાનોને ખાનગી રીતે ઉત્તેજવા માંડ્યા; અને લડાઇનો આરમ્ભ થતાં પૈસા, દારૂગોળો, અને જે જોઇએ તે રણસામગ્રી મ્હોળે હાથે આપવા માંડી. સારાટોગાનો બનાવ બનતાં જ તે મેદાન પડ્યું; ઈ. સ. ૧૭૭૮ના ફેબ્રુવારીમાં અમેરિકાનું સ્વાતંત્ર્ય તેણે છચોક

સ્વીકાર્યું અને ખુલ્લી મદદ મોકલવા લાગ્યું. ઈ. સ. ૧૭૭૯માં તેની ઉશ્કેરણીથી તેમ જિબ્રાલ્ટર, માઇનોર્કા, આદિ ખોયેલા મુલકમાંથી કંઈગે પાછું મેળવવાની આશાએ સ્પેન ઇંગ્લાન્દની સામે ઊતરી અમેરિકાની વ્હારે આવ્યું. ફ્રાન્સે તેને કંઇકંઇ મોહ ઘાલીને લલચાવ્યું. વળી ઇંગ્લાન્દની દરિયાઇ જોહુકમીથી તેના અવળા દિવસની રાહ જોતાં જ બેઠેલાં રશિયા, સ્વીડન, ડેન્માર્ક, ફ્રાન્સે જરા આકર્ષ્યાં ને તુરત ઇંગ્લાન્દ વિરુદ્ધ એકસંપ થયાં, અને એ આર્મ્ડ ન્યૂટ્રાલિટી (Armed Neutrality)માં પ્રશિયા, આસ્ટ્રિયા, પોર્ટુગલ, અને નેપલ્સ (The Two Sicilies) પણ સામેલ થયાં. છેવટ ઈ. સ. ૧૭૮૦ માં હોલાન્દે પણ ઇંગ્લાન્દ સામે યુદ્ધ માંડ્યું. આ પ્રમાણે આખા યુરોપ સામે એકલે હાથે લડતા ઇંગ્લાન્દનો સૂર્ય હિન્દમાં પણ ક્ષણ વાર ગ્રસાવા લાગ્યો: આ શુમારે હિન્દમાં બનેલા વડગાંવનો તહ, હૈદરઅલ્લીની કર્ણાટક ઉપર ચ્હડાઇ વગેરે બનાવો વાંચનારને યાદ હશે.

ઈ. સ. ૧૭૮૧ ની શરુવાતમાં લોર્ડ કોર્નવોલિસ દક્ષિણ કેરોલીનાથી કુચ કરી મે માસમાં વર્જીનિયાના પિટસબર્ગ આગળ પ્હોંચ્યો. ત્યાંથી ખસી એણે પોતાની મરજી વિરુદ્ધ પણ ઉપરીના હુકમ મુજબ જેમ્સ અને યૉર્ક નદીઓ વચ્ચેના દ્વીપકલ્પમાં છાવણી નાખી. વોશિંગટન અમેરિકન લશ્કર લઇને ન્યૂયોર્કથી ફિલડેલ્ફિયા આવ્યો, અને સપ્ટેમ્બર આખરે દ્વીપકલ્પમાંથી નીકળવાનો રસ્તો આંતરીને ઊભો.

એ અઢાર હજારની સેનાને મુકાબલે કોર્નવોલિસનું લશ્કર એટલું ન્હાનું હતું કે તેનાથી મેદાન પડી યુદ્ધ અપાય એમ ન્હોતું. પણ તેણે પોતાની છાવણી સુરક્ષિત બનાવી હતી અને તે ઉપર ધસી જવાની અમેરિકનોની હિંમત જ ન્હોતી. કોર્નવોલિસ પાસે ખોરાકીસરંજામ આદિ પણ ઓછાં હતાં, તથાપિ દરિયાનું સ્વામિત્વ અંગ્રેજ કાફલો જાળવી રાખે ત્યાંલગી એને કશી ધાસ્તી હતી નહીં. વળી એને માટે ત્રેવીશ મનવારોનો કાફલો અને પાંચ હજાર લશ્કર ન્યૂયોર્કથી અક્ટોબરની ૫ મી તારીખે રવાના કરવાનું એના ઉપરીઓએ એને વચન આપેલું હતું. પરંતુ તે પ્હેલાં ફ્રાન્સનો અઠ્ઠાવીશ મનવારોનો કાફલો ચેસાપીક નદીના મુખ આગળ આવી ઊભો, અને એને દરિયાની બાજુથી ઘેરી લીધો. અક્ટોબરની ૬ ઠીએ વૉશિંગ્ટને દ્વીપકલ્પને જમીન માર્ગે પૂરેપૂરો ઘેરી લીધો, અને ૧૪મીએ કોર્નવોલિસના બે મોરચા તોડ્યા. કોર્નવોલિસ પાસેની ખોરાકી અને બીજી સામગ્રી છેક ખૂટી ગઇ, રાતના અંધારામાં દુશ્મનની નજર ચુકાવીને નીકળી ન્હાસવાની એની યોજના અચાનક ભારે તોફાન થવાથી પડી ભાગી, અને એકે ઉપાય ન રહેતાં તે ઓગણીશમીએ વૉશિંગ્ટનને શરણે ગયો. આ બનાવથી વિગ્રહનો અન્ત આવ્યો ગણાય, અને એ વિશે એક ઇતિહાસક લખે છે:—

" ફ્રાન્સ, સ્પેન, અને હોલાન્ડના હુમલાઓ તથા બાલ્ટિક સમુદ્રના રાજયોની ખુલ્લી જેવી દુશ્મનાવટ સામે

એકલે હાથે ટકાવ કરવાને પોતાના લશ્કર તથા નૌકાફોજનો મોટો ભાગ ઇંગ્લાન્દને યુરોપમાં જ રાખવાની ફરજ પડી અને તે બંડખોર સંસ્થાનો સામે પોતાનું પૂરું બલ યોજી શક્યું નહીં. વળી એ સંસ્થાનોને ફ્રાન્સના રાજા સોળમા લુઇએ આઠદશ હજાર કસાયેલા ઉત્તમ પ્રતિના લશ્કરની અને મોટા કાફલાની અમૂલ્ય મદદ અણીને વખતે કરી. યૉર્કટાઉનના નિર્ણયક બનાવમાં દરિયાના જે સ્વામિત્વે છેવટ વિજયનું ત્રાજવું અમેરિકાના લાભમાં નમાવ્યું, તે મેળવવા માટે અમેરિકાએ આંગળી સરખી હલાવી ન્હોતી. વૉશિંગ્ટનની સરદારી તળેના લશ્કરનો પણ મોટો ભાગ તથા ઉત્તમ ભાગ ફ્રાન્સની ટુકડીઓનો હતો. કૉર્નવૉલિસે પોતાની અરક્ષણીય છાવણી પોતાની મૂગી તોપો અને પોતાનું ધૂંધવાતું લશ્કર ખરું જોતાં વૉશિંગ્ટનને નહીં પણ ફ્રેન્ચ સરદારોને જ તાબે આપ્યાં. વળી આ વખતે અમેરિકન લશ્કરનાં કપડાં, ખોરાક, તોપખાનું, તથા કેટલેક અંશે પગાર પણ ફ્રાન્સે પૂરા પાડ્યાં હતાં. ટૂંકામાં, અમેરિકાએ સ્વાતંત્ર્ય જીતી લીધું તેને બદલે રાજા સોળમા લુઇએ તેને સ્વાતંત્ર્યનું દાન કર્યું એમ બોલવામાં જ તથ્યાંશ વધારે છે."

અન્તે ઈ. સ. ૧૭૮૨ના નવેમ્બરમાં "અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ" અને ઇંગ્લાન્દ વચ્ચે, તથા બે માસ પછી ઇંગ્લાન્દ ફ્રાન્સ અને સ્પેન વચ્ચે તહ થયા,—તે

ઘડીએ સસ્થાનજાતિના ગર્ભવાસમાંથી છૂટકો મેળવેલી એ વ્યક્તિનો સ્વતંત્ર રાષ્ટ્રોની જાતિમાં પ્રસવ થયો.

* * * *

**તાજે કલમ.**

રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ વિરચિત "પ્રેસિડન્ટ લિન્કનનું ચરિત્ર" લગભગ છપાઇ રહ્યું તે પછી જ આ પ્રવેશક લખવાનો આરમ્ભ કરવામાં આવેલો. લખનારને લખતાંલખતાં વિષયનો વિસ્તાર વધતો જતો લાગેલો. અને વ્યવસાયને લીધે તેને વચ્ચેવચ્ચે લખવાનું મુકી દેવું પડેલું. એ પૂરો થાય તેની રાહ જોવા જતાં પુસ્તકની પ્રસિદ્ધિ હજી બીજા કેટલા ય માસ લગી થોભાવવી પડે—જે શક્ય જ નથી. એટલે એ લખાયો છે તેટલો જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. કઇંક સન્તોષની વાત એ છે કે પ્રવેશકનો દરેક ભાગ સ્વતંત્ર હોઇ લગભગ પૂર્ણ છે, અને તેમાં સંસ્થાનો ઇંગ્લાન્ડની આણ તળેથી છૂટીને સ્વતંત્ર સંયુક્ત રાષ્ટ્ર લેખે પ્રવૃત્ત થયાં ત્યાંસુધીનો ઇતિહાસ આવી ગયો છે. આ બનાવ અને આ કાલસન્ધિ એવો છે કે તેવો પ્હેલાં વા પછી એકે આવતો નથી, એટલે સોસાયટી પણ પ્રવેશક છે તેટલો પુસ્તકની સાથે પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધારે છે.

સ્વતંત્રતા માટેનો વિગ્રહ પૂરો થયા પછી સંયુક્ત સંસ્થાનોએ સ્વતંત્ર રાષ્ટ્ર લેખે પોતાની કારકર્દીગી શરુ કરી;

અને ઘણી સારી સ્થિતિમાં અને સારાં ચિહ્નો સાથે શરુ કરી. ઉપર એમ બતાવવું પડ્યું છે કે માતૃભૂમિ સામે થવામાં સંસ્થાનોએ નિમકહરામી કરેલી; ઉપર બતાવવું પડ્યું છે કે દુનિયાના કેટલાક વિગ્રહોમાં ભલે સત્યનો જય થયો હોય, આ વિગ્રહમાં તો અસત્યનો થયેલો; અને એમ બતાવવું પડ્યું છે કે જય પણ જેતાઓના પોતાના સામર્થ્ય કે શૂરાતનથી નહીં, પણ ઇંગ્લાન્દની સર્વોપરિતાથી ઈર્ષ્યાએ બળી રહેલાં અને ઇંગ્લાન્દનાં ઉન્મત્ત વર્તનથી દ્વેષે ભરાયેલાં યુરોપનાં રાજ્યોની મોટી મદદથી મળેલો.

પણ કારણના સ્વરૂપ ઉપરથી પરિણામના સ્વરૂપ વિશે નિર્ણય બાંધી દેવામાં ઘણી વાર ભૂલાવામાં પડાય છે. સ્વાર્થી લોક સ્વાર્થ માટે મેહનત કરે તેમાંથી પણ વારમ્વાર પરાર્થ સધાઇ આવે છે. વિગ્રહની યોગ્યાયોગ્યતા કે લડતી પ્રજાના ચારિત્રની ઉચ્ચનીચતાના સવાલથી તેના પરિણામના સ્વરૂપનો સવાલ ભિન્ન છે. અર્વાચીન યુરોપના ઇતિહાસમાં વારમ્વાર તાબેની પ્રજાઓએ શહેનશાહી સત્તા સામે બળવા કીધા છે. અને યુનાઇટેડ સ્ટેટ્સનો આ બળવો સ્વિટ્ઝર્લાન્દ, હોલાન્દ, પોર્ટુગલ, ગ્રીસ, ઇટલી, પોલાન્દ, અને દક્ષિણ અમેરિકાના યુરોપી સંસ્થાનોના બળવાઓ સાથે સરખાવી જોવો પ્રાપ્ત થાય છે. આમાંના કોઇને પણ ઉત્તર અમેરિકાના અંગ્રેજી સંસ્થાનોના જેવું બળવો કરવાને ક્ષુદ્ર કારણ હતું નહીં. અને ગ્રીસ તથા વિશેષે કરીને હોલાન્દ અને ઇટાલીની

ફતેહ એ તો ઇતિહાસના મોટા બનાવો છે, જેમણે પાછી ઇતિહાસ ઉપર ભારે અસર કીધી છે. પરંતુ ઇટાલી કે હોલાન્દની ફતેહથી પણ યુરોપના કે મનુષ્યજાતિના ઇતિહાસ ઉપર ઇંગ્લિશ સંસ્થાનોની ફતેહથી થવા પામી તેટલી અસર થયેલી નથી. હોલાન્દની અસર તેના અલ્પ વિસ્તારને લઇને થોડો જ વખત ચાલી; પણ યુનાઇટેડ સ્ટેટ્સની તો હજી (૧૮૯૫) શરુ જ થયેલી છે, અને માનવાને કારણ છે કે મનુષ્યજાતિના ઇતિહાસમાં તે એક મોટામાં મોટું વાસ્તવિક કારણ મનાશે.

યુનાઇટેડ સ્ટેટ્સમાંના ઉત્તર અને દક્ષિણ સ્ટેટો વચ્ચેનો અમેરિકન આન્તરવિગ્રહ (American Civil War between the Northern and the Southern States) પૂરો થયો ત્યાંસુધીના બાકીના ઇતિહાસનો વૃત્તાન્ત આ પ્રવેશકમાં ત્રણ દૃષ્ટિબિન્દુઓથી લખવા ધાર્યો હતો.

**પ્હેલું દૃષ્ટિબિન્દુઃ**—સંયુક્ત પ્રજાસત્તાક રાષ્ટ્રને માટે હેમિલ્ટન વગેરેની સમર્થ બુદ્ધિથી જે રાષ્ટ્રબન્ધારણ ઉત્પન્ન થયું, અને જે દ્વારા લોકોને પોતાનું ઇષ્ટ પ્રજાશાસન મળવાની સાથે આખી પ્રજા ત્વરાથી સંયુક્ત અને એકરસ થઇ શકી, તેના સ્વરૂપનું ઐતિહાસિક વિવરણ. જે વર્ષોમાં યુરોપની અંદર ફ્રાન્સના રાજ્યવિપ્લવથી બધાં રાજ્યબન્ધારણો શિથિલ થઇ ગયેલાં, તે જ સમયે જન્મ પામવા છતાં યુનાઇટેડ સ્ટેટ્સનું રાજ્યબન્ધારણ અદ્યાપિ પોતાનું પૂર્વ રૂપ રાખી

રહ્યું છે, અને એથી કરીને ચંચલ અમેરિકન માનસમાં યે રક્ષકનીતિની આવશ્યક્તા વિશે એવી મુદ્રા પડી છે, કે તેની યુરોપના સૌથી વધારે શિષ્ટશાસિત (aristocratic એરિસ્ટોક્રેટિક) દેશને પણ ઈર્ષ્યા થાય. આવું રાજ્યબન્ધારણ રાષ્ટ્રનીતિ તેમ ઇતિહાસ બંનેના અભ્યાસીને ઘણો ઉપદેશ આપે તેમ છે. એ બરાબર સમઝવાને તેનાં મુખ્ય નિયમો અને તેને ઘણે અંશે મળતા ઇંગ્લાન્દના રાજ્યબન્ધારણનો એનાથી તફાવત જ જાણવાથી બસ નથી, સાથેસાથે સંયુક્ત સંસ્થાનોના પોતપોતાના સ્વતંત્ર બન્ધારણો સાથેનો તેનો સમ્બન્ધ, અને જે જે રાજકીય પક્ષોએ તેનો અર્થ સ્પષ્ટ કરવાને નામે પોતાનાં મન્તવ્યો પ્રમાણે તેને વાળવાને પ્રયત્નો કરેલા, તે પક્ષોના અન્યોન્ય સમ્બન્ધ અને ઇતિહાસ, એ જાણવાની પણ આવશ્યક્તા છે.

**બીજું દૃષ્ટિબિન્દુ:** યુનાઇટેડ સ્ટેટ્સની સ્વતંત્ર કારકર્દિગી શરુ થઇ ત્યારે તેમની વસ્તી ચાળીશ લાખથી ઓછી હતી. ઈ. સ. ૧૮૯૦ માં તે વધીને સવાછ કોટિથી વધારે થઇ હતી.* શરુવાતમાં તેમનો વિસ્તાર મિસિસિપ્પી સુધી પણ ન્હોતો.

એક સદીના અરસામાં આટલો મહાભારત વિસ્તાર, એ માનવઇતિહાસમાં ઘણો વિરલ બનાવ છે, અને તેથી વધતી જતી ઉન્નતિની સ્થૂલ બાજુની આપણા મન ઉપર સારી મુદ્રા પડે છે. જે પ્રમાણે શતકો પ્હેલાં, જે વખત

---

* ઈ. સ. ૧૯૨૦ માં વસ્તી સાડાદશ કોટિથી વધારે નોંધાઇ હતી.

આપણને દુનિયાની જુવાનીનો લાગે છે તેમાં બનેલું, તે પ્રમાણે દુનિયાની વૃદ્ધાવસ્થા જેવા લાગતા હાલના વખતમાં પણ આપણે જોઇયે છિયે, કે મનુષ્ય હાથમાં કોદાળી અને થોડીક જાતનાં ધાન્યનાં બી લઇને પૃથ્વીના પડતર ભાગોને પોતાને અનુકૂલ બનાવી લેવાને ધસે છે, ત્યાં વસે છે અને વસ્તી વધારે છે, ખેતરો અને બગીચાઓ બનાવે છે, અથચ કુટુમ્બો અને ગામો અને રાજ્યો સ્થાપે છે. કુદરત સામેના આવા વિગ્રહ અને કુદરત સાથેના આવા સહકારમાં જે ગુણો મુખ્યત્વે કેળવાય છે અને પ્રકાશે છે, તેમાં આપણો ફિરસ્તાઓ સાથેનો સમ્બન્ધ દર્શાવતા ગુણો કરતાં આપણા પશુઓને મળતા ગુણો જ આગળ પડતા દીસી આવે છે; અને અમેરિકાની નવી પ્રજાએ કેટલાંક અદ્દ્ભુત કામો કર્યાં છે તથાપિ જૂની પ્રજાઓના જેવો ભક્તિભાવ આપણામાં ઊપજે એવું થોડું જ કર્યું છે. તથાપિ જે અંશોમાં ઉન્નતિ થઇ છે તે અંશો પણ માનુષી છે અને કઇંક વિધિના તો કઇંક નિષેધના ઉપદેશો આપી શકે એવા હોઇ અભ્યાસયોગ્ય છે.

**ત્રીજું દૃષ્ટિબિન્દુઃ** આન્તરવિગ્રહે ગુલામગીરીના પ્રશ્નનો એક પ્રકારનો નિવેડો આણ્યો, તેનો પોતાનો પણ ઇતિહાસ છે. બેશક એ ઇતિહાસ ઊકેલવો રહેલો નથી. પણ તેના પોતાના મહત્ત્વની ખાતર, અને લગભગ અર્ધ સદી સુધી તેથી યુનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસ ઉપર જે ગંભીર અસર ચાલુ રહી તેની ખાતર તે બને તેટલો સમઝવાની જરૂર છે. કેવી રીતે ગુલામગીરી દાક્ષિણાત્ય સંસ્થાનોમાં પ્રસરીને આવશ્યક થઇ પડી, કેવી

રીતે તેના પ્રતિષેધનો આગ્રહ ઉદીચ્ય સંસ્થાનોમાં વસતા પ્યુરિટનોના અન્તઃકરણમાં ધર્માગ્રહનું રૂપ ધરતો ગયો, કેવી રીતે એ ધર્માગ્રહ તેની સાથે જો કે જૂદાં હૃદયોમાં પ્રવર્તતી દેશલોભ અને શક્તિલોભની નીચ વૃત્તિઓથી અધિક સામર્થ્ય મેળવતો ગયો, કેવી રીતે દક્ષિણ સંસ્થાનોએ ઉત્તર સંસ્થાનો સાથે રાજકીય સમાનતા જાળવવાને માટે ગમે તેવા અન્યાય્ય માર્ગો લીધા, કેવી રીતે સમાધાનના બધા ય પ્રયત્ન વૃથા ગયા, અને કેવી રીતે છેવટે આન્તરવિગ્રહ શરૂ થતાં યુનાઇટેડ સ્ટેટ્સમાં નાણાંના બેશુમાર ખજાનાઓની પાયમાલી થઇ, અને લોહીની નદીઓ રેલાઇ,—એ સર્વ મનુષ્યજાતિના ઇતિહાસમાંના એક પરમ ભયાનક વૃત્તાન્તના અંશો છે, અને ભયાનક સાથે કરુણ હોઇ ઉપદેશથી ભરપૂર છે. લિન્કને બીજી વખત પ્રેસિડન્ટ થયો તે વખતે પોતાના ભાષણમાં કહેલું, કે ગુલામગીરીના પાપને માટે જ જાણે પરમેશ્વરે યુનાઇટેડ સ્ટેટ્સને એ મોટા વિગ્રહની સજા કીધી છે; અને એવા શબ્દોની આસ્થા આ ઝમાનામાં ઘણાને વધારે પડતી લાગે, તોપણ એ ઇતિહાસથી તો તે શિથિલ થવાને બદલે દૃઢતર બને એવું છે.

મહાપુરુષોને વર્ગમાં ગોઠવવાનું કામ સ્હેલું નથી. કારણ કે ઘણું કરીને દરેક મહાપુરુષ પોતાને માટે જૂદો વર્ગ ઉત્પન્ન કરે છે. પણ સાધારણ રીતે બોલતાં કહી શકાય જે દુનિયાના ધર્મપ્રવર્ત્તકો અને સેન્ટ પોલ (Saint Paul) તથા લા કેસે જેવા લગભગ એ શિખર લગી પ્હોંચતા

મહાત્માઓને અલગ રાખિયે, તો જે મહાપુરુષોની ઇતિહાસ નોંધ રાખે છે (ઇતિહાસમાં ના નોંધાય એવા મહાપુરુષો પણ પાકે છે), તેના બે વર્ગ પડી શકે છે. એકમાં સિકન્દર, સીઝર, નેપોલિયન જેવા આવે છે. તેઓ પોતાના સમયની બધી પ્રવૃત્તિઓ ઉપર મુદ્રા મુકે છે; અને તેમના સ્વરૂપને સમઝયા વગર તેમના વખતનો કે પછીનો ઇતિહાસ સમઝાતો જ નથી. અબ્રાહમ લિન્કન આ ઊંચામાં ઊંચા વર્ગનો આદમી નથી જ. આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં એ વર્ગનો એકે આદમી હજી સુધી પેદા થયો નથી. પણ આથી ઉતરતા વર્ગમાં યે ખરેખરા મહાપુરુષો આવે છે. અને એ મહાપુરુષો છે આ જાતના, કે કાં તો તેમણે કોઇ મોટા બનાવમાં મોટું કામ બજાવેલું હોય છે, અથવા કોઇ મોટી પ્રવૃત્તિને મોખરે સવારી કરેલી હોય છે. આવા માણસોનું પણ દુનિયાને વિસ્મરણ થઇ શકે નહીં. વૉશિંગટન, જેણે સંસ્થાનોના લશ્કરોને રણમાં ખેડી વિજય મેળવ્યો, અને દેશનો પિતા એવું સંમાનનીય ઉપનામ સંપાદન કર્યું, તે આવો માણસ હતો. લિન્કને એ જ વર્ગમાં મુકાય એટલી મહત્તાનો આદમી છે. આ પ્રવેશક આગળ ચલાવી પૂરો કરવાનું પ્રાપ્ત થશે, તો તેમાં લેખક આ અને બીજી બાબતોને માપસર નિરૂપવાને બનતો પ્રયાસ કરવાનો આનન્દ પણ પ્રાપ્ત કરશે.

રાજકોટ, અક્ટોબર ૧૮૯૫.



## જાહેર વિનંતિ.

'પ્રેસિડન્ટ લિન્કન'નું ચરિત્ર, એ ચોપડીના સ્વામિત્વના માલેકોને વિનંતિ, જે આ 'યુનાઇટેડ સ્ટેટસઃ એક ઐતિહાસિક દૃષ્ટિપાત' હવે છૂટો છપાયો છે, તો એ ચોપડી ફરી છપાવતાં તેમાં આને પ્રવેશક લેખે છાપ્યા કરવાની જરૂર નથી.

'શાલોપયોગી' 'સાહિત્યોત્તેજક' આદિ સંગ્રહો માટે માગણીઓ વધતી જાય છે. એવા સર્વ સાહિત્યપ્રેમી બન્ધુઓને વિનંતિ, જે આમાંનું કંઇપણ પોતાના સંગ્રહમાં લેવું, તો તે માટે સ્પષ્ટ લેખી પરવાનગી મેળવીને તેટલું જ છાપવું.

જે કોઇ સંગ્રહમાં આમાંનું લખાણ આજ પ્હેલાં લેવાયું હોય અગર હવે લેવામાં આવે, તે સંગ્રહના માલેકે પોતાની નવી આવૃત્તિ છાપતાં પ્હેલાં નવેસર પરવાનગી માગવી.